સર્વે શોખીલા સજ્જનો માટે

# સદેવંત સાવળીંગા

# ની આઠભવની રસિક વાર્તા.

---

છપાવી પ્રસિદ્ધ કરનાર,

બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.

ત્રણ દરવાજા—અમદાવાદ.

અમદાવાદમાં ખમાસાને ચકલે ધી નટવર પ્રિન્ટીંગ પ્રેસમાં

ભોગીલાલ નારણદાસ બોડીવાળાએ છાપી.

આવૃત્તિ ૧૦ મી. પ્રત ૪૦૦૦.

સંવત ૧૯૭૩. સને ૧૯૧૭.

---

કિમ્મત ૦-૪-૦

# સદેવંત ને સાવલીંગાની વારતા.

દુહો—સમરૂ સરસ્તી શારદા માગુ હું મતી સાર જેથી જાય મુરખ દશા પ્રગટે ગ્યાન નીરધાર સત્ય લાજ લીધી મળે સત્ય ઉગે ભાણુ સત્ય સુજશ પામે ઘણો સત્ય કોટી કલ્યાણ. સત્ય થકી સજન ભલા સત્યે વરસે મેહ; સત્યવંત તો સુખીયા સદા દુખ ન પામે તેહ સત્યવંત તમે સાંભળો કથા કહું રસ ખાણ; યુક્તિ જુગતી એમાં સમજો ચતુર સુજાણ

ચોપાઇ—સદેવંતને સાવળીગાં તણી વળી કહું આડવાણી સાંભળજો તમે દેઇ કાના નર ભુલશો પોતાનું ભાન હુંકારા વીણ વાત નથાય માગ્યા વગર ન પીરશે માત મરણ વીના છાતી ના કુટાય લગન વીના ગીત નવ ગાવાય શ્રોતા વકતા સુણજો સહુ જુક્તિથી જુક્તિ જોડી કહું ભજન સાંભળીને હરખીત થાય દુરજનનું મુખડું કરમાય—સ્ત્રીની જાત બહુ હઠીલી હોય છે અને હઠ લે છે તે જીવ જતાં મુક્તિ નથી તેમ પાર્વતીએ વનની રચના જોવાની હઠ લીધી શીવે નીરાશ થઇ પાર્વતીને આધીન થઇ પાર્વતીને લઇ વનની રમણીય રચના જોવા નીકળ્યા નાના મોટા વનની અલૌકીક લીલા અને તેના અદ્ભુત ચમત્કારોનું અવલોકન કરતા કરતા એક અસંખ્ય જુવતી નાંળીએરી નામની સાતસો પગથીયાવાળી વાવ ઉપર આવ્યા તે જોઇ પાર્વતી બોલ્યાં કે અહો ત્રીપુરારી આ વાવનું પાણી લાવી મને પાશો! શીવ હા લે હમણાં લાવી આપુ એમ કહી એક ઝાડના પાત્રાનો પડીયો બનાવી તેમાં વાવનું પાણી લાવી આપ્યું પાર્વતી પાણી પીવા જાય છે તેવામાં ઝાડપર બેઠેલા વાંદરાનું પતીઆંબ પાણીમાં પડવાથી પાર્વતી ઉંચુ જોવા લાગી અને બોલી હે મહારાજ આ વાંદરો શા વીચારમાં લીન થઇ ગયો છે તે કહો શીવ એ કહાણી કહેતાં છ માસ જાય તો પણ પુરી થાય એમ નથી, માટે ચાલ રસ્તે પડ. પાર્વતીને રીશ ચઢવાથી પાણી ફેંકી દઇ મા-

ખીરૂપ બની શીવની જટામાં ભરાઇ બેડી તે જોઇ શીવ ગાંડા બની ગયા અને ભાન ભુલી ભમવા લાગ્યા. પાર્વતી પાછું રૂપ ધારણ કરી શીવ સમીપ આવી બોલી કે કેમ થાક્યા, હવે વાંદરાની કથા કહેવી છે! શીવ તું ક્યાં ગઇ હતી? પાર્વતી તમારી જટામાં હતી. ચોપાઇ શીવ કહે તું સાંભળ નાર અનુક્રમે કહું આઠ અવતાર પહેલો બ્રાહ્મણ બ્રાહ્મણી સાદ, બીજો ચકવો ચકવી નરનાર ત્રીજે હરણો હરણી કહી ચોથે મોર મોરડી થઇ પાંચમે હંસ હંસલી સાર છઠે રાય રાણી અવતાર સાતમે વાંદર વાંદરી થયા, વીજોગથી બહુ દુઃખીયાં રહ્યાં આઠમે થશે નર અવતાર તે બધો કહું છું વીસ્તાર વીયોગ મટી થશે સંજોગ દુખ ટળી થાશે સુખ થાક વીયોગમાં ને વીયોગમાં એના સાત અવતાર ગયા છે અને આઠમા અવતારથી સંજોગ થાશે. પાર્વતી હું તેથી કંઇ સમજી શકી નહી તેના આઠે અવતાર અને વીજોગ કેવી રીતે થયો તે કહે નહી તો આ ચાલી અને સબુર કહું છું દોહરો—આજ ઓછંગ થકી થયા પ્રગટ સરદ આપ; નારદ ત્યાર પછી થયા મુની થયા પ્રતાપ સંધે શુકલ પક્ષતણો દીનદીના વધે જેમ અરભક ઉછરે એમ એ અતી વ્રમતીના પુત્ર પુત્રી જ્યારે થયાં પાંચ વરશની જોડ બાળક હઠ લાધી રમત રમવાના કોડ રમતા રમતા નારદ અને સરસ્વતી રડી પડયા આ કકળાટથી શીવ બ્રમા સમાધીમાંથી ઉઠયા અને સાગર ઉછળવા લાગ્યો રોતા રહે નહી તેથી બ્રમા થાકીને અને નારદને પુરૂષનું પુતળુ અને સરસ્વતીને સ્ત્રીની પુતળી આપી તે જોઇ તે છાનાં રહ્યાં દોહરો—નગરનામ ધારાપુર વસે વીપ્ર ત્યાં એક; તેને નહી પેટ સંતાન કંઇ માટે રાખી વિવેક પાડોશી પણ તેનો હતો વાંઝીઓ આપ તે પણ દીન રંજન કરો ઉરમાં અતી વીલાપ તપ અદરીને અમતણું ઉર ધરી હોશ અપાર વિચાર કરીને ચાલ્યા બાલણુ વન મોઝાર બ્રમાએ પ્રશન થઇ આપેલા વરથી એકને છોકરો અને એકને છોકરી

થઇ ઉમરમાં આવતાં આ છોકરી છોકરાને પરણાવ્યાં કાશી ભણવા ગયો તો છોકરો શીખી વિદ્યા સંપાદન કરીને પોતાના નગર તરફ આવે છે એટલામાં તેનો સસરો તેને મળ્યો તે પોતાને ઘેર લઇ ગયો રાત પડી છોકરીને તેના સ્વામી પાસે મોકલી રતીરંગ રમતાં રજની વીતી કેટલાક દીન પછી ભટ અને ભટાણી પોતાના ગામ તરફ આવવા નીકળ્યા રસ્તામાં આવતાં પ્રાણીની તરસ લાગવાથી એક બાવા પાસે ગયા બાવાએ થોડુંક પાણી આપ્યું પણ બંનેમાંથી એક પાણી ન પીતાં મરણ પામ્યાં એટલામાં પાર્વતીને શીવ આવ્યા; પાર્વતી જોઇ ને બોલી કે મહારાજ જીવતા કરો એને જીવતા કરવામાં લાભ નથી પણ હાની છે માટે રહેવાદે પારવતીના આગ્રહથી શીવે તેને જીવતા કીધા. લાડુ અને શીવના પ્રભાવથી મળેલા પાણીથી મસ્ત થયેલા ભટ ભટાણી શીવના દેહેરામાં અને વિષય વાસના પુરણ કરવા માટે વચમાં નડતાં શીવલીંગને ઉખેડી નાંખી તેની ઉપર રતીરંગ રમવા બેઠાં ભટ ભટાણીના આ ઘોર કરમથી કરોધાયમાન થઇને શીવે શ્રાપ દીધો કે હે પાપી તમારા સાતે ભવ વીજોગમાં જજો આ સાંભળ તાંજ તે બેભાન થઇ ગયા. હવે ચાલો કાશીએ જઇને કરવત મુકા-વીએ એવો વિચાર કરતાં રજની વીતી, ભટાણીને મુકી ભટ ગામમાં ખાવાનું લેવા ગયો એટલામાં એક રાજા આવી ભટાણીને સમજાવી લઇ જઇ તેને એક મેહેલ રહેવા સારૂ આપ્યો ભટ આવીને જુવે છે તો ભટાણી ગુમ થયેલી માલુમ પડી તેથી કાશીએ જઇ કરવત મુકાવ્યું હવે એક રાતે પેલી સ્ત્ર મહેલમાંથી નીકળી પુરૂષનો વેશ લઇ ઘોડે બેઠી તે જોઇ એક રાવત તેની પાછળ પડયો સ્ત્રીએ થોડેક દુર ગયા પછી રાવતને જોયો. અરેરે આ પાપ વળી બાકી કયાં રહી ગયું હતું ઠીક છે એને પણ ઠીક કરીશ યુક્તિ રાવતને વશ કરી એક ગામને પાદરે આવ્યા એટલે પેલા મુરખ શીમણુ રે રાવ-તને કહ્યું કે ખાવાનુ લઇ આવ પેલો રાવત ભરૂશો રાખીને મા-

મમાં ગયો તેજ વખતે પેલીએ ઘોડો ઝટકાવી દીધો તે કાશીએ ગયો ત્યાંથી મળીને બંનેજણુ ચકલી અને ચકલો થયા તે વનમાં રહેવા લાગ્યાં એવામાં તે બંને એક ઝાડની ગટા ઉપર બેઠા હતા ત્યાં એક દમ દવ લાગ્યો તે બળતા બળતા ઝાડની નજીક આવ્યો અને તે પણ બળવા માંડયું તેથી તેના પાંદડાં બળી નીચે પડવા લાગ્યા તે માંહો માંહે એક બીજાને કહેવા લાગ્યા દોહરો—પાન વછુટા જોને ડાળી સુનો વળી સુનો વનરાય, અબ. અપન કબ મીલેંગે : અબ દુર પડેંગે જાય અહીં ન બચીએ પેલાં જાનવર ચીસારા બેઠી છે તે કાંઈ કરતાં ઉડી જાયતો જીવતાં રહો દોહરો—દવ બળતો દેખીનેરે કાંઇ તરૂવર ડગે સુણુ રાય અમતો બળીએ પાંખો વીના જુંડાં પંખી ઉડી કેમ ન જાય આ સાંભળી પંખી કહે દોહરો—ફળત્રીણુી ખાધાં ને વળી ઘર કર્યાં ને વર કરયાં ને વળી બેશીએ રોજ તમારી ડાળ તમે બળોને અમે ઉડીએ તે પ્રીત કેમ હરખાય. હળદી તો જલદી તજે; ને વળી ચુનો તજે રે સફેત; દોનું મીસે કંકુ ભયા માટે બલી હારી તને હેત, એમ કહીને બંને બળી મુઆં. ત્યાંથી ત્રીજા ભવમાં હરણુ અને હરણી થયાં ને ઘાસ ચરવાને જાય છે તેવામાં એક, પારધીએ તેમને ઘેર્યાં તે વેળા હરણી રોઇ. એવી રીતે હરણુનું રોવું જોઇને પારધીને દયા આવી તેથી છોડી દીધી પછી તે હરણી હરણુને ખોળવા ને નીકળી એક પરવત પાસે તે હરણુને મુવેલો દીઠો તેથી પોતે પણ માથું કુટીને મરણ પામી ત્યાંથી મરીને હંસ હસલા થયાં તે એક દીવસ વનમાં રમવાને નીકળ્યા હતાં તેવામાં એક મોટો નાગ આવ્યો બંનેને ગળી ગયો તે વખતે બંનેને જણ પરમેશ્વરનુ નામ સાંભળ્યું તેથી મરી હંસનો જીવ દેવપુર નગરે વાસે સંતાન રાજાની કુરમતી સ્ત્રીને પેટે દીકરો થયો તેનું નામ વલભ પાડયું અને હંસલીનો જીવ રાયપુર નગરમાં સ્ત્રીને પેટ દાકરી થઇ તેનુ નામ ગુણુવંતી પાડયું તે ગુ

વંતીના બાપે તેનો વિવાહ તે વલભ કુંવરના સાથે કીધો અને તેની માએ તથા ભાઇએ અને તેના કાકાએ જુદે જુદે ગામ વિવા કીધો એવામાં લગનના દીવસે તે ચારે જણા પરણવા આવ્યા તે માંહોમાંહે લડવા મંડયા તે જોઇને ગુણવંતી કન્યા ક્રોધ કરીને વીચારવા લાગી કે મારા વાસ્તે બધા લડી મરે છે માટે મને ધીકાર છે એમ ધારી અગ્નીમાં બળી મુઇ તેની સાથે એક જણ મોહ કરીને ભેગો બળી મુઓ અને બીજો પ્રદેશાંતરે નાશી ગયો ત્રીજો તેના હાડકાને રાખ ગંગામાં નવરાવી આવ્યો અને ચોથો વલભ નામનો કુંવર પોતાને ઘેર જઇ ને સ્ત્રીનો પીંડ મુકીને જમવા લાગ્યો હવે જે દેશાવર નાશી ગયો હતો તેને વનમાં ફરતાં ફરતાં એક જોગી મલ્યો તેને કહ્યું કે મહારાજ હું દુખીઓ છું માટે આજની રાત તમારા મઠમાં સુવા દો બાવો કહે એ સામી ઝુપડીમેં સોજા ઇછી ત્યાં સુતો મધરાતને સમે પેલાને ઉંઘેલો જાણીને બાવો એક ભોયંયરામાંથી મડદુ લાવ્યો તે મડદુ એક બાદશાહની ઓરતનું હતું તેમડદુ જોગી કબરમાં કાઢી લાવેલો હતો તે દહાડે ભોંયરામાં મુકી આવતો અને મધરાતે પોતાના સામે લાવીને અમરત છાંટી સજીવન કરીને તેની સાથે ભોગ કરતો તે પેલા રાજાના છોકરાએ દીઠુ એટલે વીચાર કરવા લાગ્યો કે એ જોગીએ જે છાંટયું તે કયાંથી અને ક્યાં મુકે છે તે જોવું જોઇએ એમ ધારી હળવે રહીને બહાર નીકળી જોગીને અમરીતનો સીસો મુકતાં દીઠો તે જોઇને પોતે સુઇ રહયો. સવારમાં જોગી ફરવા નીકળ્યો તે વેળા પેલા રાજકુંવરે છાનોમાનો અમરીતનો સીસો બાવાના મઠમાંથી ચોરી લીધો અને જ્યાં સ્ત્રી બળી મુઇ હતી ત્યાં આવીને શીશામાંથી અમરીત છાંટયું એટલે બંને બળી મુવેલા સજ થઇને ઉઠયા તે વાતની ગામો ગામ ખબર થવાની પ્રથમની પેઠ ચારે જણે એકઠા થઇ જુધ કરવા માંડયું તોમાં તે

કન્યાના બાપે નગરમાંથી મોટા ને હુશીયાર શાહુકારોને બોલાવી કહ્યું કે તમે પંચાત કરો કે આ કન્યાનો વર કીયો. તે સાંભળી પંચાતીએ ખુબ વિચાર કરીને કહયું કે સાંભળો જેણે જીવતાં કર્યા તે તો બાપ થયો અને જે નદીમાં નાંખી આવ્યો તે દીકરો થયો અને જે દીકરો હોય તેજ વહેવરીવે અને ભેગો બળી મુવો હતો તે પાછો તેનીજ સાથે જન્મ પામ્યો તેથી તેનોજ ભાઇ થયો અને જે પીંડ મુકીને ખાતો હતો તે સ્વામી થાય માટે તેને પરણાવવી જોઇએ એ રીતે પંચાતીએ ઇનસાફ કીધો ત્યારે રાજાએ વલ્લભ કુંવરીને તેની દીકરી પરણાવી તે પોતાના નગરમાં ગયો એક દીવસે તે સ્ત્રી ભરથાર બંને જણુ ગામ બહાર હવા ખાવાને ગયા છે ત્યાં એક મોટો વાધ આવ્યો તે રાજકુંવરને મારી નાંખીને જંગલમાં લઇ ગયો એટલે રાણી જંગલમાં ખોળવા ગઇ તે ઘણાદીવસ ભુખી તરસી ફરતી એક પહાડના નજીક આવીને વીચાર કરે છે કદી વાધ મારા સ્વામીને ખાઇ ગયો તો નહી હોય એટલામાં એક ચોરે તે બીચારીને લુટી લીધી તેથી ઘણું દુખ પામી ને એક કુવામાં પડી તે મરણ પામી તે વાંદરી થઇ ને રાજકુંવર પણ મરીને વાંદરો થયો તે વાંદરો ને વાંદરી આ ઝાડ ઉપર બેઠા એજ છે એ જીવનો તમારા શ્રાપથી છ ભવ સુધી દુખ પડયું માટે હવે તો તેનો વીજોગ ટાળી સુખ કરો તે વારે મહાદેવજીએ કહયું કે પારવતી તું ધીરજ રાખ હવ એમને ધીરે ધીરે સુખ થશે પારવતી ધીરે ધીરે સઘળુ કામ થાય છે. ત્યારે પારવતીએ કહેયું કે ;મહારાજ દયા કરી તેમને માણુસોનો અવતાર આપો ત્યારે શીવ કહે છે કે આ વખત અમરત ચોઘડીયું છે માટે હમણાજ આ વાવમાં આ બંને. જણુ પડે તો માણુસ થઇ જાય એવો આ વાવનો મહિમા છે શીવ વચન પેલી વાંદરીએ સાંભળ્યું, વાંદરાના સાંભળવામાં આવ્યુ નહી તેથી વાંદરાને કહે છે કે હે વાંદરા

આપણુને શીવે કહયું તેથી વાવમાં પડીયે તો મનુષ્ય થઇએ વાંદરો કહે છે હે સ્ત્રી એમને ઇશ્વર કહેવાય એવા તો રાખ ચોળી જટા વધારી લંગોટા વાળી ઘણાએ બાવા રખડે છે માટે હું તો નહી પડું જો એવાનું કહયુ કરીએ તો જીવ ખોઇએ પછી વાંદરીએ ઘણુંએ કહી સમજાવ્યો પણ વાંદરાએ માન્યું નહી :એટલે થાકીને વાંદરી મુખથી શ્રી રામ કહીને પડતું મુકયું પડતાં વંતજ સોળ વરસની ઇંદ્રની અપસરા જેવી થઈ રહી તેમાં પોતે નગન શરીરે ઉભી છે પછી વાંદરો તે સ્ત્રી જોઇ મહા મોહીત થઇ ગયો ને પોતે તેની પાછળ વાવમાં પડવા માંડયું એટલે સ્ત્રી બોલી હે ભુડા વાંદરા હવે તુ પડીશ તો મરી જઇશ કારણ કે પળ ગઇ જો તું મારી સાથે પડ્યો હોત તો તારૂ કામ થાત એવું સાંભળી વાંદરો મનમા ને મનમાં ઘણો શોક કરવા લાગ્યો ને સ્ત્રીને કહયું કે અરે ભુંડી હવે મારા શા હાલ થશે તને તો આવી રૂપવંતી જોઇ રાજા લઇ જશે ને મારે તો ડાળે ભટકવું પડયું ત્યારે સ્ત્રી બોલી કે તું શીદને ચિંતા કરે છે તને મુકીને કદી હું જઇશ નહી તું પહેલેથી તક ચુકયો ને હવે વીમાસે શું વળે હવે તો તું વનફળ લઇ આવે તો આપણે બંને ખાઇએ પછી વાંદરો વનફળ લેવા ગયો એટલામાં એક ધુમધુમ કરતો રથ આવ્યો આ રથમાં હીરસેન રાજા અને મનરંજન નામનો પ્રધાન તથા હજામ હતો, હજામને પાણી ભરવા મોકલ્યો પણ હજામ વાવમાં જતાં બીવાથી પાછો આવી બીના કહી તેથી રાજા ડાલ તલવાર લઇ વાવ ઉપર આવ્યો ને વાવમાં એક પગથીયું મુકીને બીજે પગથીએ ઉતર્યો. કે મહીથી ગણુગણાટ કરતો અવાજ થયો તે સાંભળી ત્યાંજ રાજા ખમચાઇ ઉભો રહયો પછી તે સુદરી માંહેથી બોલી કે કોઇએ આવવું નહી હું વસ્ત્ર વગરની દુખીયારી કામની છું આવી અચીયળ વાણી સાંભળી રાજાએ પોતાનો દુપટો વાવમાં નાં

ખ્યો એટલે તે લઇને તેના વડે પોતાનું અંગ ઢાકી લીધું. રાજા ધી મે ધીમે વાવમાં ઉતરી જોયુ તો એક રતી રંભાની જેવી રૂપાળી કામની ને દીઠી તેને જોઇ રાજા મોહીત થયો અને તે સુંદરીને કહેવા લાગ્યો કે હે મોહીની હું રાજા છું મારી સાથે ચાલ તારા મનના મનોરથ પુરા કરીશ તે સુંદરી મધુર સ્વરે બોલી કે રાજા આ મારા પ્રાણ રૂપી વાંદરાને સાથે રાખીશ અને છ માસ પછી તારી સાથે પ્રીતીની ગાંઠ બાંધીશ જો કબુલ હોય તો વચન આપો રાજા વચનથી બંધાઇને ગામથા રથ મંગાવ્યો વાંદરાની ઘણીવાર સુધી રાહ જોઇ પણ ન આ વ્યો એટલે સુંદરીએ તે વાવને છેવટના પ્રણામ કરી રાજા સાથે ર થમાં બેશી રથને ગામ ભણી હાકવા લાગ્યા. એટલામા તે વાંદળો ફળ લઇને આવ્યો પણ નારીને દીઠી નહી તેથી શોકાતુર થઇ ફળ નાંખી દીધાં અને ઝાડપર ચડી લાંબી નજર કરતાં રથને દીઠો એટલે રીસ માં ને રીસમાં તે ઠેકતો ઠેક્તો તે રથ આગળ જઇ સીપઇઓને સં તાપવા લાગ્યો સુંદરીએ વાદરાનો સાદ સાંભળી રાજાને કહી રથ ઉભો રખાવી વાંદરાને રથમાં ધીધો રાજા એક દંડીયા મહેલમાં રાખી સોના ની સાંકળથા વાંદરાને બાંધી પોતાની પાસે રાખે છે રાજાને રાણી પાશે બે સતાં જોઇ વાંદરો દાંત પીશી કરડવા જાય પણ રાજાને રાણી પાસે આવવા દે નહી વાંદરાનો ઘાટ ગડવાનું કામ પોતાની માનીતી રાણીને સોપ્યું તે માનીતી રાણી વચમાં પડતાં વાંદરાનું કાસલ કાઢવા માટે એક દાડીયા મહેલમાં ગઇ આ નવી રાણીએ તેને સનમાન આપી પોતાની પાસે બેસાડીને કહયું કે તમે હેમ આવ્યા છો ? એ તમને કેમ છે ? એવા વાંદરાને અહી શું કરવા રાખો છો ? એ તમને કેમ ગમે છે ? એના કરતાં સરસ અને તમને બે ઘડી રંજના કરનાર મનોહર પક્ષીની શી ખોટ પડી છે ! ખોટ તમો કહો છો તે ખરૂં છે પણ આ વાંદરાને મારાથી પળપણ વેગળો કરી શકાય તેમ નથી. આથી રાણી રીસે

ભરાઇ બોલી કે બળ્યા તમારા ઢંગ આ સાંભળતાંજ વાંદરાએ તલપ મારી રાણીનું નાક કરડી ખાધું. જીવ લઇ રાણી નાઠી. રાણીની આવી દશા જોઇ રાજા રીશે ભરાઇ વાંદરાનો કેમ ઘાટ ઘડવો તેનો વિચાર કરે છે એટલામાં એક મદારી આવ્યો તે મદારીને બોલાવીને રાજાએ કહ્યું કેઆ રાણીને રીઝાવીને જો તું વાંદરો લઇશ તો તેના બદલામાં હું તને પચાસ રૂપીઆ આપીશ મદારીએ પચાસ રૂપીઆં લઇ રમત કરવા લાગ્યો. રાણી રીઝી મદારીને વચન આપ્યું વચનમાં મદારીએ વાંદરો માગ્યો. ન આપુ તો વચન ભંગ થાય છે અને આપુ તોં વદરાની હત્યા લાગશે અંતે વાદરાને આપીનેમદારીને કહ્યું કે તું પાછો આવજે હું તને કંઈ ઇનામ આપીશ વાંદરાની આંખમાંથી જળ ધારા છુટી અને બોલ્યો કે હવે તુ મોજ મજા ઉડાવજે હવે છેવ· ટના રામ રામ રાણી કહે એ બધો તાચો વાંક છે તો પછી રડવાથી શું મળનારછે તને મારી પ્રીતડી સાંભરે છે ને મને તું રૂવે તે તારા નેણુ શાલે છે પછી મદારી વાંદરાને લેઇ ઘેર ગયો રાણીને આવતા છ માસ વીત્યા એટલે રાજાએ પરણાવાની તૈયારી કરી લગ્નના બે ત્રણ દીવસ બાકી રહ્યા એટલામાં પેલો મદારી આવ્યો રાજા પણ પ્રધાન સાથે લઇને આવ્યો રાણીએ પોતાના સોનેરીચોકમાં રમવા બોલાવ્યો, રાજા પણ પ્રધાન સાથે લઇન આવ્યો તે મદારીએ રમત ચાલતી કરી તેણે વાંદરાને ખુબ રમાડયો તેથી રાજી થઇ રાણી અને રાજાએ સીરપાવ આપ્યો. પછી મદારીએ વાંદરાને કહ્યું કે. તુ રાજાનેસલામ કર એટલે વાંદરાએ રાજાને સલામ કરી ને રાણીને સલામ કરવાનુ કહયું એટલે મુહ ફેરવીને બેઠો. તેથી મદારીને રીશ ચઢી એટલે વા. દરાને ખુબ ઠોકયો તેથી વાંદરાની આંખમાંથી આંસુની ધારા ચાલી તે જોઇ રાણી બોલી કે હે વાંદરા તારાથી ફાળ ન ભરાણી તેથી તને દુખ પડે છે તારૂ દુઃખ મારાથી સહન કરી શકાતું નથી.

રાણીએ પોતાનો અમુલ્ય હાર તોડી નાખ્યો તે જોઇ મદારીએ મોતી વીણી લેવાને માટે વાંદરાને છોડી મુક્યો રીસે ભરાયલો વાદરો રાણીનો જીવ લેવાને માટે તલપ મારી પણ અધવચ જતાં લાગ ચુકી જવાથી નીચે પડી મરણ પાંમ્યો આથી રાણીએ પોતાના પુર્વ જન્મના ધણી સાથે પોતાના પ્રાણ આપી દીધા આ જોઇ રાજા અને તેનો પ્રધાન પણ મરણ પામ્યો વાંદરો શાલીવાવનને પેટ અવતરો તેનું નામ સદેવત પાડયું રાણી નગરશેઠ પદમશાહને ઘેર અવતરી તેનું નામ શાવલીંગ પાડયું લગ્નની આશા ભરેલો હીરાસેન રાજા ધારાનગરમાં માણેકચંદને ઘેર અવતર્યો તેનું નામ રૂપાશા પાડયું અને પ્રધાન લાલબારાટ થયો અને રાણીના રૂપથી મોહીત થયેલો મદારી એક રાંડીરાંડે તે છોકરાને વગડામાં મુકયો; તેને ધુધળીમલ પોતાના મઠમાં લાવી ગોરખો એવું નામ પાડયું કામદેવ સરખો રૂપવાળો સદેંવત નીત સાંજના પોતાના રથ ઉપર રત્નજડીત પલાણ માંડી સ્વાર થઇ ફ-રવા જાય છે રતી રંભાના જેવી રુપવાળી શાવલીંગા પણ દરરોજ નીશાળે ભણવા જાય છે, સાધુ સંતોને સંતોષવા માટે તેના અવાસ આગળ તેના બાપે એક સદાવ્રત બાંધી આપ્યું શાવલીંગા સોલસે સાહે લીઓ સહીત હમેશ સાંજના નવ ડેરીએ ગરબા ગાવા જાય છે બાવા ધુધળીમલનો ચેલો ગોરખ ગુરૂના આદેશથી નગરમાં આલેક કરતો નીક-ળ્યો, ફરતો ફરતો એક શેરીમાં આવ્યો તે જોઈ એક નારી બોલી કે અલ્યા મઠધારી લઠ તું લાલબારોટની પોળમાં જા કે ત્યાં પદમશા શેઠની છોકરી શાવલીંગા તને મુખે માગ્યું આપશે. ગુરુએ આપેલા બોધપર લક્ષ ન આપતા ગોરખે પદમીશેઠની હવલીના સોનેરી ચોકમાં આવી અલેક જગાવી કહયું કે જો સદાવ્રત સત્યનું બાંધ્યું હોય તો ભીક્ષા આપ અને જો કપટથી બાધ્યું હોય તો ના કહે તો જઉ એમ કહી મહેલ નીચે ગયો. શાવલીંગા પોતે સોનાનો થાળ ભરી બાવાને લોટ આપવા આવી તે જોઇ બાવો કહે છે. ચોપાઈ—મરચાં નજર

કેરાં બાણુ. આરે કેમ લીજીએ, બાવો માગે જોબન કેરાં દાન, અતીતરે દીજીએ, શાવલીંગા—તમે પુજ્યા દેવ તમે પુજી દેવીઓ; તમે થયા જોગીરાજ તમારે નારી કેવીઓ. નથી પુજ્યા મે દેવ. નથી પુજી દેવીઓ; ગુરૂએ આપ્યા છે શબ્દ, નાખું છું ફેરીઓ. શાવલીંગા કામની રૂપ સ્વરૂપ. રૂદેમાં જાણીએ, ગહેર સમુળગા મરી જાય, મન ગમતું માણીએ. શાવલીંગા કહે નગરમાં જઇ કોઇ પરણો તે સાંભળી બાવો કહે, ચોપાઇ—તુમ હે રૂપ સ્વરૂપ, હાજર રહો તમ ખરીદાને જોબન કેરાં દાન; પાવન કરરે અબ ઘડી. દોહરો—આવારે મારા બાવલીયા ને વળી નજર રાખ તારી ઠીક; ફોડી નાખીશ તારાં તુમડાં તો શાનેરે માગીશ ભીખ. બાવો—સુણુ એ ચંચળ નારીયાંને વળી બોલ. નકુરે શીખ. વાડેથી લાવું બીજા તુમડાં ને વળી તેનાંરે માગીશ ભીખ બડો પીતા તારો શેઠ. ચુટાવે ફુલવાડીયાં, તેરે સરખી કામણગારી નાર કાયકુ મેણાં મારીયાં, હે સ્ત્રી તારો બાપ તો મોટો ઉમરાવ છે તો આટલુ ગુમાન રાખી શીદ મેણા મારે છે તેવાં વચન સાંભળી સાવળીગાને કરોધ ચડયો અને આંખો કાઢી બાવા સાથી નજર કરી કે બાવો તરત તેનું તેજ જોઇ ભોંયપર પડરો તે જોઇને સાવળીંગાની ભોજાઇ બારીએ આવી તો બારણા આગળ બાવાને પડેલો જોઇ વિચાર કરે છે કે નણંદ છે તો નાનાં પણ કામણગારાં નીકળ્યા બાપડા બાવાને જોત જોતામા ભોંય ઉપર પાડયો હે નણંદ આ બાવાને શું કરવા મારયો તે સાંભળી શાવળીંગા કહે છે કે મેં મારયો હશે તો હું મરીશ ને તું કલંક મુકતી હોઇશ તો તારો ભાઇ મરશે મારી તો આંખ જોઇને મુવો છે એવામાં ચેલાનો ગુરૂ ધુંધરીમલ તે જગોએ આવીને જુએ છે તે ચેલો ભોંયપર ઉંધે મોહોડે પડયો છે ને મોંમાં ધુળ પેશી ગઇ છે ઝોળી બોળી ફેંકી દીધી છે; હવે ગુરૂને આવેલો જોઇ ભોજાઇ શાવળીંગાને કહે કે હે એકને તો મારયો ને બીજાને મારશો તો ઘેર ઘેર વાત થશે હવે ગુરૂ ચેલાને

કહે છે હે ચેલા તને શું થયું છે તારે માથે હાબ તુટયો કે તને કામણ કરયાં તે સાંભળી ચેલો કહે છે કે ગુરૂ મને શાવળીંગા કામણગારી મળી છે બીજું કાંઇ નથી તે સાંભળી ગુરૂ કહે છે કે હે રાંડ મારા ચેલાને તે મારયો તને શ્રાપ દઇ બાળી ભસ્મ કરી નાંખીશ નહી તો સાચે સાચું કહે, તે સાંભળી શાવળીંગા નરમ થઇને બાવાને નમી પડી કહે કે મહારાજ મારૂ જોબનને રૂપ જોઇ તમારા ચેલાનો જીવ છળી ગયો તેમાં હું શું કહુ ત્યારે ગુરૂ કહે કે તુ એને ઉઠાડ પછી શાવળીંગા ચેલા પાસે આવીને કહે છે કે મહારાજ હવે તો ઉઠો પણ ચેલો ઉઠતો નથી ત્યારે શાવળીંગા પોતે ચેલા સામું હશીને લલચાવે છે કે મહારાજ તમારે જે જમવાની ઇચ્છા હશે તે તમને જમાડીશ ને તમે ઉઠો તે સાંભળી ચેલો કહે છે હે સ્ત્રી મારે તો તારૂં કાંઇ જોઇતુ નથી પછી ગુરુ ચેલાઉપર હાથ ફેરવી ચેલાને કહે છે હે ચેલા હવે તું ઉતાવળો ચાલ નહી તો તેનાં સગાંવહાલાં જાણશે તો આપણને મારશે એવામાં આડોશી પાડોશી એકઠાં થયાં ને ઘણાક લોક ભરાઇ ગયા ને ચાલવાની જગયા રહી નહી પછી ગુરૂ સવરીગાના ઉપર રોશ કરી કહેછે કે તમે સઅ લોક પધારશે ચાલો નહીતો સારા શહેર હગાહગ કરાડાલેગા પણ લોક માનતા નથી એવામા સદેવંત ઘોડે ચડી ફરવા નીકળ્યો હતો તે ત્યાં આવ્યા ને પોતાની પાસે ચાબકો હતો તે લોકોને ઝાપટવા માંડયો એટલે માણસો દોડાદોડ કરવા લાગ્યા પછી બાવો પોતાના આશ્રમ ઉપર ગયા એટલે સદેવંત પોતે લાલબારોટની પોળમાં આવી જુએ છે તો એક ઘણી ઉચી હવેલી દીઠી આમાં શાવળીંગાની હવેલી કઇ હશે એવો વિચાર પોતે કરે છે એટલામાં સભામાંથી લાલબારોટ ઘેર આવ્યા ને સદેવંતને શેરી વચે ઉભેલો જોઇ બારોટ તેને બોલાવી પુછે છે કે વચમાં શા માટે ઉભા છો ! સદેવંત--તમે કહો તે આપુ પણ મને એ

નારીનો મેળાપ કરયો બારોટ—નામ ઠામ બતાવ્યા વગર કેમ બતાવું તારી પોળમાં નારીઓ ઘણી છે. સદેવંત બીજી કોઇ નહી પણ સાવળીંગાનો હસ્ત મેળાપ કરી આપો અરેરે એ વાત બને શેટ જાણે તો ઠાર મારે એને શી ખોટ છે કે તમારા ધનની લાલચે તમારી સાથે પ્રીત બાંધે જવાદો એવી વાત કરવી એમાં નવાણું ટકાની ખોટ લાગે એ મનોહર ચંદ્રમુખી સરખી કોમલાંગીનો મેળાપ નહી કરાવો તો તેના વિયોગથી હું ઝુરીને મરી જઇશ વળી તમને શું સારૂં લાગશે તમારૂ વચન જશે એમાં તમને મહા પાપ લાગશે તેનો વિચાર કરો બારોટ કહે કે કુંવર પાંચ વાગે બાલી શેરીને નાકે જઇ ઉભા રહો ત્યાં તમને મળશે રાજા રસ્તો રોકી ઉભો તે એમ શાવળીંગા બોલે કે, આ નખોડ રસ્તે કાં ઉભો હવે એ જરૂર એને જોઇ તોફાન કરશે માટે એની પાસેથી જતાં ઘેર જઉં એમ વિચારી ગાંધી ઉપર દોહરો કહ્યો દોહરો—ગાંધી કસ્તુરી જોઇને આપજે ને વળી ખોળી નહીરે ખવાય કોક માણસ આડું ઉભુ રહ્યુંરે, તેના આડુ કેમ ઉતરાય. અરે મુરખ રસ્તામાંથી તો કદી કસ્તુરી મળતી હશે તો પણ ગમાર સદેવંત કાંઇ પણ ન સમજતાં ત્યાં ઉભો રહયો શાવળીંગા પોતાને ઘેર ગઇ અને અલંકારીક આભુષણ ધારણ કરી રૂમઝુમ કરતી સખીઓ સાથે ડેરીએ ગરબા ગાવા ગઇ આ જોઇ બારોટે અગાશીમાંથી રાજાને કહ્યુ કે હવે ઉભો રહી શું કરે છે એ તો તારી આંખમાં આંજીને ગઇ જા ડેરીએ મળશે સદેવંત ત્યાં ગયો ને ઠાઠમાઠ જોઇ ચકીત થઇ ગયો આમાં કઇ શાવળીંગા કઇ તે મને ઓળખતી નથી તેથા પાછો નીરાસ થઇ બારોટ પાસે આવી કહે છે હે બારોટ સોળસેં સાહેલીઓ એક રૂપ ત્યાં તે થઇ રહી છે તેમાં શાવળીંગા કેઇ તે મને ઓળખાવો ત્યાં બારોટ કહે કે હે રાજા તારા જેવો મુરખ કોણ કે પુછ્યા ગાછ્યા વગર ઘોડો છુટો મુકી નાઠો તે મારા ઘોડાની સાથે લડયો ને દોરડા તોડી નાંખ્યા આ તો બધો ચડવા જેવો કેમ થઇ ગયો શાવળીંગા

તારી કીમત કરશે કે રાજા મુરખ જેવો છે માટે જરા શાણુપણુ આણીને તેની પાસે જો સદેવંત કહે બાઇ એનું રૂપ જોઇ ગાંડો થઇ ગયો છું તેથી મને કાંઇ સુઝ પડતી નથી બારોટ કહે તું તારો ઘોડો બાંધી ધીરજ રાખીને જા પણ શરમ અજાયબી છે તે એધાણી લઇ સદેવંત ધશો ધશો નવ ડેરીએ જઇ જ્યાં સોળસે સાહેલીઓ ગાતી હતી તેની વચ્ચે જઇને ઉભો એટલે બધી શાહેલીઓ શરમાઇ આઘુ ઓઢી એકઠી થઇ ગઇ અને શાવળીંગા હતી તે પોતે આડુ ઓઢી તેના સન્મુખ આવી ઉભી રહી અને સદેવંતને કહે છે હે રાજા તમારા સાથમાં જાઓ ને હું મારા સાથ લજ્જા કોઇ આપણુને દેખશે તો વાત કરશે માટે તમારે આવું કરવું ના ઘટે આ કાંઇ એકાંત જગો નથી ને પ્રીત તે કાંઇ ઉઘાડી થતી હશે એવા મીઠાશથી ભરેલા વચન સાંભળી સદેવંત મોહિત થઇ ગયો ને કહે છે કે શાવળીંગા તારા જેવી રૂપવંતી સ્ત્રી જે પુરૂષને મળી હશે ને પુરૂષનેજ ધન્ય છે શાવળીંગા સદેવંતના વીમળ વચન સાંભળી ઘણી મોહીત થઇ ગઇ યે કહે છે હે રાજા તારા જેવો જે સ્ત્રીને પુરૂષ મળ્યો હશે એને તને જે નારી મળી તેને ધન્ય છે અરસપરસ મીઠાસના વચન સાંભળી સદેવંત કુંવર શાવ-ળીંગાનો છેડો ઝાલીને મને તું તારૂં મોં દેખાડ, ત્યારે શાવળીંગા સ-દેવંતને કહે છે હે રાજા તમે મારો છેડો મેલો કેમકે અમે સ્ત્રી જાત તમને ગાળ દઇશું તો તમારી લાખની આબરૂ કોડીની થશે તે સાંભળી પાલવ મુકી કાંડુ ઝાલ્યું હે સદેવંત મારી નાતના લોક દેખશે તો તને અને મને બંનેને મારશે. મારૂ કાંડુ મુક તે સાંભળી સદેવંત કહે છે હે સ્ત્રી મારૂ શીષ હેઠુ પડકે તોએ હું તને મુકવાનો નથી માટે તારો ઘુંઘટ દુર કર તારૂ મોં મને દેખાડ હે રાણી મારાથી મોં છુપાની જાય છે.

શાવળીંગા મોં દેખાડે ;પણ બાવાના જેવું થાય તેથી મોં દેખાડતી નથી પણ રાજાને સમજાવીને કહે છે-

હે સદેવંત મારાં નેણના બાણ લાગ્યાં તેથી કોઇ ઉગારનાર નથી તમે મારું મોં જોવું જવાદો તે સાંભળી સદેવંત કહે છે હે સ્ત્રી તુ કહે છે કે મારી આંખો જોઇને મરી જશો, તો તારા કુળમાં કોઇ જીવે નહી માટે હે સ્ત્રી હવ રકઝક ન કરતાં મારા તપી ગયેલા આત્માને તું ઠંડો પાડ અને હવે સ્નેહ થયો છે માટે મારા નેણની સાથે તારા નેણ મેળવ પછી શાવળીંગાએ સદેવંતનો ઘણો આગ્રેહ જોઇ વીચાર્યું કે મોં જોયા વિના મુકનાર નથી માટે એને શમસ્યા કહી સમજાવું એમ ધારી બોલી રાજા તુ નીશાળે ભણવા જાઉ છુ ત્યાં ભણવા આવજો એટલે એકાંતે વાતો કરીશું. સદેવંત કહે હું તો નિશાળેથી ઉઠયો છું તે ફરીને કેમ અવાય સાવલીંગા કહે ગમે તેમ કરીને આવજો ત્યારે સદેવંત કહે એતો ખરૂ પણ હાલ તારૂ મુખ બતાવ નહી તો રાત દીવસ તારી પાછળ ઝુરીઝુરીને મરીશ, તે સાંભળી શા-વળીંગા બોલી એમ હોય તો લ્યો મોં બતાવું એમ કહી ચાર ડગલાં આગળ જઇ પાલવનો છેડો ખસેડયો રાજાએ તેના સામું જોયું એટલે અંજાઇ જઇ મુર્છા ખાઇ પૃથ્વી ઉપર પડયો ને શાવળીંગા દશેક ડગલાં ચાલી એટલે રાજા આંખ ઉઘાડી જુવે છે તો શાવળીંગા જતી રહી એટલે મનમાં ઝુરવા લાગ્યો ને કહ્યું કે હવે તે કયાં મળશે ને એનો મેળાપ કયાં થશે. એની શોચનામાં સદેવંવ કુમાર ગાંડા જેવો બનીને શાવળીંગા કરતો જાય છે, ગાંયજો ગોરની હજામત કરવા જતો હતો તેને સદેવંતે કહ્યું કે શાવળીંગાની ખબર લેતો આવજે એને કહેજે કે રાજા ઘેર જઇ ઉદાસ બની ગયો છે, રાણીને પણ તે કંઇ જવાબ આપતા નથી હજામ નીશાળમાં ગયો ત્યાં તો મહેતાજી સુતા છે અને છોકરાઓ તથા છોકરીઓ ભણે છે પણ શાવળીંગા દીઠી

નહી એટલે તાબોટા પાડી નીશાળમાં ગાવા મંડી પડયો (સદેવંત નામ મારા વાલાજીરે તેનું છે કામ મારા વાલાજીરે એવી રીતે કુદતો જાય છે ગાતો જાય તે શાવીંગાએ સાંભળ્યું એટલે વાલીયાને પડદા પાસે બોલાવી કહે છે કે સંદેવંતની ખબર છે ત્યારે વાલિઓ બોલ્યો કે બાપ ચીંતામાં મરે છે ને ધેસો ફરે છે શાવલીગા કહે તું જરા મારા નખ લેતો જા એમ કહી હાથ બહાર કહાડે છે એટલામાં તો વાલી. યાની આંખે અંધારાં આવ્યાં તે ચકર ખાઇ ભોંય ઉપર પડયો ને શુદ્ધી આવી એટલે ઉઠીને સાવળીંગાના નખ ઉતારી લેતાં પાસ આ- વ્યા એટલે પાટમદે પડદામાં ગયા પછી વાલીયાને રાજા પુછે છે ત્યારે વાલીએ હથેળી ઉઘાડીને રાજાને નખ દેખાડયા એટલે મોહિત થઇ કહે છે આ હીરાકણીઓ કયાંથી લાવ્યો અને તેની કીમત શી આપી હશે એ વાત રાણી પાટમદે પડદામાં બેઠાં બેઠાં બધી સાંભળે છે એટલે લાલીઓ બોલ્યો મહારાજ આ હીરાકણીઓ નથી એતો શાવળીંગાના નશ ? રાજા કહે એના રૂડા નખ ! હવે એ મને મળે તોજ અન્ન પાણી લેવુ નહીતો પ્રાણ તજીશ ત્યારે લાલીઓ કહે છે હે મેંતો પડદામાં દીઠી હતી પણ એના નખ લેતા હાથ જોયાં એટલે હુંતો ભોંયમાં ગોથુ ગાઇ ગયો બે ઘડીએ સુધી આવી એશુ સાંભળી સાંભળી સદેવંત કુંવર ચીતભર્મ થઇ ઘોડાની ઘોડારમાં ગયો એટલે રાણી પુછે છે કે હે વાલા તો હું રાજાને કયારનુએ બોલતી હતી પણ મારી સાથે બોલતા નહોતા એતે તું આવ્યો એટલે તારી સાથે તો હસી ખુશીથી વાતે વળગ્યાં તેનુ કારણ છે વાલીઓ કહે બાઇ સાહેબ મારૂ નામ ન દેશો હું તમને કહું પેલી વાણી- યણ આપણા રાજાએ રાખી છે આ સાંભળી રાણીને પોતાના મનમાં ઘણો ક્રોધ ચડયો તે નકી કરયું કે રાજા બે દીવસથી ઘેર નહોતા આવ્યા તે એનાજ વારતે હવે હું અહી શું કરૂં, પીયર જઇશ રાણી રીસાણી છે જ્યાં ઘોડારમાં કુંવર સુતો છે ત્યાં રાજા અને બારોટ

આવ્યા, તું કેમ રીસાયો છે તને કાઇએ આંખ દેખાડી હોય તો તેની આંખ ફોડું ગાળ દીધી હોય વા જીભ કાપું અને આંગળી અને આગળી દેખાડી હોય તો તેનો હાથ કાપું મારા લાડકા તને કહેનાર કોણ છે ? ત્યારે સદેવંતે કહ્યું કે પીતાજી મને બીજું કાંઇ દુખ નથી પણ ફરીથી નીશાળે ભણવા જાવું છે જો નહી બેસાડો તો હું આત્મઘાત કરીશ. રાજા–બારોટ આ શું બકે છે. મારે તો હવે એને ગાદીએ બેસાડવાનો છે. બારોટ—રાજા બી હઠ. રાજાને જોગી હઠ પુરો કરો. કુંવરને સમજાવી જમાડી દરબારમાં લાવ્યો ગુરૂને બોલાવી મુહુરત જોવા કહ્યું ગુરૂ સદેવંતનો છુપો ભેર જાણતા હોવાથી જાણે પોતાના મન સાથે વીચાર કરીશે કે જો એને હું સારૂ મુહુરત જોઇ આપીશ તો કાંઇ પણ ખટપટ રહેશે વળી એમ ધારી રાજાને કહ્યું કે, મહારાજ આજ વઇધરટ ને પંચક બેસે છે માટે સાત દીવસ પછી બેસાડજો એમ કહી મહેતાજી પાછો ઘેર આવ્યો રીસે ભરાયો પોતાના અવાસમાં આવીને મહેતાને તેડી આવ્યા મહેતાને બોલાવી લાવવાનો સીપાઇને હુકમ કીધો. સીપાઇ મહેતાને તેડી આવ્યા મહેતાને જોતાં કુંવરે કટાર ખેંચી કહયું કે હમણા છે કે નહી? નહીતો પેટમાં મારૂં છું કટાર ના બાપ મારશો નહી આ હારમી કટારીને નીચે મુકો હમણા તમારા પીતા પાસે જઇ તૈયાર કરાવું છું એમ કહી મહેતાએ રાજા પાસે આવીને કહ્યું કે માંગની લહેરમાં જુનુ પંચાગ જોવાઇ ગયું છે પણ નવું પંચાગ જોતાં આજનું મહુરત સારૂ છે તેથી ઘેરેથી પાછો તમને કહેવા આવ્યો છું રાજા–ઠીક છે તમે નિશાળે જાઓ હું હમણાં વરઘોડો લઇને આવું છું બડી ધામધુમથી કુંવરને વાજતે ગાજતે નીશાળમાં લાવ્યા. રાજાએ મહેતાને ભલામણ દીધી કે ગોર હવે કુંવર ભુલી ન જાય તેમ કરજો. કહે કંઇ ચિંતા નહી એટલે રાજા પોતાના મંડળ સાથે દરબારમાં આવ્યો.

મેહતો–આવ્યા સદેવંત આ સોટી લઇને છોકરાને શીખવ, જો

કંઈ તો ધ્યાન કરતો નહી એમ કહી મહેતો સુતો. સદેવંત પડદાનો ટેકો લઇ છોકરાઓને ભણાવવાને બેઠો તે શબ્દ શાંભળીને સાવળીંગા પણ પડદા પાસે આવીને પાટી ઉપર ધાવ લખી પડદા નીચે ખસેડી મુકી એટલ સદેવંત પાટી લઇને વાંચે છે. દોહરો—સરસ્વતી માતાને વીનવું ને વળી ગણપત લાગુ પાય, પાટીયુ લખીએ પ્રીતશુ ને વળી વાંચી સાંભળો મને રાય. સદેવંત નીચે પ્રમાણે તેનો ઉતર આપે છે દોહરો માતા સરસ્વતીને વીનવું ને હું તો કંથન ન જાણુ કેણુ, પેલીરે પ્રીત સદેવંત શુંરે જ્યારે મળ્યા નેણને નેણ. હે ચતુર સાવળીંગા ડેરી આગળ જામેલી પ્રીત શીવાય હું બીજું કંઇ જાણતો નથી તે ધાવ વાંથી સાવળીંગા ખુશી થઇ ને આનંદના ઉભરામાં ને ઉભરામાં પાછી પાટી ચીત્રી નીચે મુકી. સોહલો—નીચે નેહ નહી મેલું કાઢી બેસો મારી છાતી ટાઢી જો ગોર આપણો કરશે રીસ તો સોંપી પહેલું વાઢી માર રે શીશ મારા વાલા નીચે નેણુ બેસે તો કાઢી નહી મુકુ ગોર જખ મારે છે. સદેવંત સાવધાન થઇ પાછી પાટી લખી.

સોહલો—ભણુતર ગણુતર ના જાણું ભેદ, વંચું હું પણ વિવેક ગોર આપણા રોસવાળા છે તે રખે મને કડવું વચનજ કહે મને તુ બેસાડમાં ગોર ઠપકો દેશે સાવળીંગા પાછી પાટી લખી આપે છે. સોહલો શાવળીંગાના અક્ષર ચાર ગોર વખાણે વારંવાર મનમાં ફકડ લગારે ન ધારો પાટીયું ભરીને રાજ ઓરી ઓરી કરો તમે લગારે ફીકર રાખશો નહી સદેવંત આ તો સ્વપના જેવી વાત થાય છે પણ આંખે મળે એવો ઉપાય કર. સાવળીંગા આવતી કાલે ગોરોને ચંપા બાગમાં ઉજાણી આપો આપણો મેળાપ થાય સાવળીંગાના કહેવા મુજબ સદેવંતે મહેતાને સમજાની બાગમાં કાડયો અને છોકરી છોકરાને કાઢી મુકી પડદા ફાડી નાંખી આંખે આંખ મેળવી રસકુપમાં ડુબી ગયા હે

કામ લાગી પેઠી પ્રીત આંખના કારી ઘાથી થાય છે. દોહરે—શેણુ પદારથ નેણુરસ ને વળી, નેણુરે નેણુ મીલત; એ જાણુશું પ્રીતડીરે, એતો પ્રથમ નેણુરે કરત. સાવળીંગા કપે વાલેમા સાંભળો.

દોહરે—નેણુ પદારથ નેણુ રસ ને વળી જે જાણે કોઇ જોવે! મીઠો મેવો ચેણુનારે વળી તે કદીએ ન હોય. રશ ભરેલી વાણી આગળ આંખ કુછ ગણુતરીમાં નથી સદેવંત દોહરે—ફુટ નેણા ફુટ પાપીઆ તને હજુએ ધરપત નથી. નારીને મન નેડો નહી ને પછી લાલચ ત્યાં શું રહી એને મન કશુએ નથી તો શીદને લાલચ રાખે છે, શાવળીંગા, દોહરે—નેણુ અમારા લાલચુ ને રાજા ભળી આવે ઢળી ઢળી જાય દેખી ચંગા માંડવાને એતો ફોકટની નીરખીરરે થાય. સદેવંત દોહરે—અને નેણુને વારીએ તે વળી રાખી એ ઠીક ઠીક દેખી ગંગા ગ્રારીઓરે. જેમ માંગી ન મળે ભીખ, શાલળીંગા દોહરે—કાંક નેણુ ને વારજોને રાજા નફ્ટ ભીખારીની જાત. હે રાજા કુતરા અને ભીખારીના જેવી તમારી આખો કેમ ભટકે છે ? રાજા રીશ કરી બોલ્યો કે, શું તું મને તેના જેવો ગણે છે? શાવળીંગા દોહરે—પગ ઉપર પાટી ધરીને, રાજા ઉપર મેલ્યા જોને શીશ, ગોર આપણો આ વશે તો, રાજા ઉલટી કરસે રીશ. સદેવંત—કુળ કામની તણા છે વળી ઉચ નીચ ઘેર જોને જોય અમે નેણુને વારીએરે મારી આંખો આંખજ ખાય સદેવંવના રોશ ભરેલા વચન સાંભળી શાવળીંગાને નમી ગયેલી જોઇને સદેવંતે કહ્યું કે દોહરે—શુણુ સાવળીંગા સદેવંત કહે ને વળી મેલી તેમના માન ઝેર ખાઇને હમે મરત તો મારો પીતા લાજત શાલીવા ન, હે સંડ તો પણ તેને રડવું આવત નમી શાવળીંગા દોહરે—નારીને માટે કીઆ નર મુઆ ને રાજા તમે કરો છો પહેલ પ્રીત કરીને પાછા હઠરે એ ખેલાડુના નહી ખેલ. ચોપાઇ—ખેલાડુના ખેલ નાણાં રસ વોરતાં મુખશે મીઠા બોલ સ્હેજે તમ બોલતા સદેવંત

ચોપાઇ—પદમણી તારાં વેણ રૂદેમાં પરહરે બાણાવળીના છુટયા બાણ તે તો પાછા કેમ ફરે, તે હું તને છોડનાર નથી, શાવળીંગા દોહરો પ્રીત અગોચર કીજીએ રાજા મારૂ કહ્યું રે તું તો માનઃ કોઇને નવ સંભળાવીએરે રાજા એકથી બીજે કાન. રાજા મેંતો કોઇને કહી નથા શાવળીંગા તો કશા વીના બારોટે હજામે તથા રાણીએ અને ગોડી મણી મેહેતાએ કેમ જાણી માટે કંઇ વિચાર રાખો કામને લશ થયેલી શાવલીંગાએ, જેમ કોઇ દિવસ પરનારીની પ્રીત જાણી નથી એવા રાજાના ધોતીઆની પાટથી તાણીને કહ્યું. કે હવે કમાં જાઓ છો એ બોઇ રાજા થર થર કંપવા લાગ્યા આ બટી બીના રાણીઓએ ગોરને કહી દીધાથી ગોર ઝટપટ નીશાળમાં આવ્યોને ઉપલો બનાવ જોઇ તે બોલ્યો કે દોહરો—પકડીઆ કામનીએ છેડલારે; રાજા થરથર થાય એવે સેમે ગોરજી આવીયારે એતો તંખુ તણી માંય ચોપાઇ—તંખુ તણીરે માંય સદેવંત શુ કરે બોકડીઆની વાજ હઇયામાં નવ ધરે અરે સદેવંતને શાવળીંગા તને મારી પવિત્ર પાઠશાળાની આ શી દશા આ શી દશા કરી તમને આવું કરતાં કાંઇ શરમ થઇ નહી કહેવાદો તમારા પીતાને ગોરના દમથી ગભરાઇને આ બન્ને બ્હાર નીકળ્યા નીકળતી વખતે શાવળીંગા બોલી કે, ચોપાઇ—શીખ દોને ગોર ઘર દીશાએ ચાલીએ રૂડા વધામણા કાંઇ પીતાજીને આપીએ, ગોર ઘેર ગયો સદેવંતને જોઇ શાનળીંગા બોલી કે, આજનો દીવસ તો હરામમાં ગયો સદેવંતને શાવળીંગા આપણા બનેનો ફજેતો રાણીઓએ કીધાથી હું નીશાળે આવીશ નહી શાવળીંગા ગોરે ડાંગર વાવી છે અને તેને ટોવા છોકરા છોકરીઓને મોકલે છે પણ આપણુ બેને મોકલ્યા નથી માટે જઇને કહો કે કાલે તમારી વાડીએ અમો હુડા ટોવા જઇશું હું ભાત આપવા આવીશ એ સાંભળી સદેવંતે ગોરને સમજાવી વાડીમાં જવાની રજા લીધી અને કહ્યુ મારૂ ભાત આપવા શાવળીંગાને મોક-

લજો ગોર એ આવશે તો મોકલીશ એમ કહી બંને જુદા પડયા, ગોરનો ફીકો પડેલો ચહેરો જોઇ ગોરાણી બોલી કે, આજ ઉદાશ કેમ છો ગોર—કુંવર વાડીમાં જવાનો છે તેને ભાત આપવાંને શાવળીંગાને મોકવવી છે તે ન જાય તો કરવું કેમ ગોરાણી—એમાં શી મોટી વાત મોકલજો મારી પાસે સમજાવીશ, પાટમદેનો રત્ન જડીત ઓછાડ સદેવંતને લેતાં જોઇ. પાટમદે બોલી કે, ચોપાઇ—દીવસ ચડયો પહોર બચકા કયાં બાંધીઆ, પાટમદે ઓછાડ તે કોને કાજે ચોરીયા, આનો ઉત્તર આપ્યા વગર કુમાર ગોરની વાડીમાં જઇ ઓછાડ પાથરી શાવળીંગાની રાતે જોતો બેઠો વિવિધ પ્રકારના ફળ ફુલો પક્ષીઓ ખાઇ નીચે નાંખતાં ફરે છે પણ કોઇ ઉરાડતું નથી શાવળીંગા નીશાળે ગઇ એટલે ગોરે શાવળીંગાને સમજાવી ગોરાણી પાસે મોકલી સાવળીંગાને આવેતી જોઇને ગોરાણીએ કહ્યુ કે વાડીમાં કુવર ગયો છે તેને ભાત આપી આવ શાવળીંગા હાના કરવી જવા તૈયાર થઇ એટલે ગોરાણીએ બે લાડવા બાંધી આપ્યા તે લઇ શાવળીંગા ચાલીને રસ્તે જતાં વીચાર કરયો કે મારા રાજા લાડવા ખાય ? એમને વાસ્તે તો બત્રીસ ભાતની રસોઇ અને ત્રેત્રીસ ભાતના શાક કરી સોનાના થાળમાં મુકી રૂપાની ઝારીમાં ચોખું નીર ભરી શોળે શણગાર સજીને જગાડશે તો જ મને આનંદ થશે ચાલતાં કુતરાને લાડવા ખવરાવી પોતાના રંગ મહેલમાં આવી વીવીધ પ્રકારના પકવાનો તૈયાર કીધા દાસીને બોલાવી પણ દાસી પોતાના યારના પ્યારમા પલટાઇ ગઇ ને તેથી શાવળીંગાને જવાબ કેમ આપી શકે દાસીને ગાળો દેતી જાય છે અને શણગાર સજતી જાય છે શણગાર સજીને કનકના થાળમાં ભરેલા પકવાનો ભરી રૂમાલથી ઢાંકી એક બાજુ મુકયો ઓકાદ રહી ગયેલા બળતા લાકડામાંથી નીકળતો ધુમાડો જોઇ તેની ભોજાઇ નીસરણી ઉપર આવીને બોલી કે, ચોપાઇ—શેઠ મહોટા શાહુકાર કીધા વેર

પધારી નર વીનાની નાર, તુ આવડો બનાવ કેમ કરે, દેખશે દુરિજન લોક વિચારો વાતમાં, આપણી ઉતમ જાત હળવા પડીએ નાતમાં માટે કંઇ સમજે, આંખ ચડાવી લાલ કરી શાવળીંગા બોલી. ચોપાઇ— મે માનીતી શીવ માનતા, સજીયું સોળ શણુગાર અંગપર શોભતાં બસ બેશી રહેજે વધારે બોલીશ તો તારા પતી પાશે તારા હાડકા ભગાવીશ પછી ભોજાઇ કહે કે હું જ્યારે નમુ છું. ત્યારે ઉંચે જઇ બેસે છે એના ભાઇને કહી શું કરશે. ચોપાઇ—કહ્યાં માટે શુંય કહેશો તમારા ભરાતને પુજવાને ફુળ હોય તો તેડાવો રૂડા સાથને હે બાઇ માનતા માની હોય તો શાહેલીઓને તેડી વાજતે ગાજતે જાઓ એકલાં શું કરવા જાઓ છો એટલું કહી પોતે નીચે જઇ બેઠી શા-વળીંગાને ભાભીનાં વચન બાણુ જેવાં લાગ્યાં હવે ભોજાઇ અને દાશીને ગાળો ભાંડતી જાય છે શણુગાર પહેરતી જાય છે. દોહરા—કડાં સાંકળાં અણુવટ વીંછવા ને વળી ઝાંઝરનો ઝણકાર, બાજુબંધ બેરખી ચીમલાને વળી નવશર મોતીનો હાર. ચોપાઇ—હેમ જડયાં રાય મોતી જાણે મોડીયા, કેશર ચંદન લલાટ હળવે તે તાણીયાં સેંથો ભર્યો અનુપ ગજ મોતનકી રાખડી; બોલે ચંગારે વન, ડીપુલાં કેરી પાંખડી, કાંબીને કડલાંરે વોંછવાં વાગે ઝાંઝરનો ઝમકાર ગુગર ગાજતે ફરતી ગુઘરમાળ, અંગપર શોભતી, શોભા ઇંદ્રના છોડ, અપ્સરા ઉતરી અંગ કુમકુમ કલોલ, બત્રીશી જેની ઉજળી દાડમ કળીયા દાંત બની એક પુતળી કાન ગુડાની મચાંચ તેણે પહેરી, દાય નેણુ કેરે બીચ ચોડી એક ટીલડી, સજ્યા સોળ શણુગાર,, આંખમે સમરીયાં કાજલ કારી રેખ આંખો ડારીયા ધરયા શણુગાર, બની સુઘડ નારીયાં, હાથે લીધી જળ ભરી ઝારીયાં જ્યારે ઉઠીરે અલબેલ દાશીરે પધા-રીયાં બાઇરે દોનુકી નજર વારી વારી વારીયાં, હવે શાવળીંગા શણુગાર સજીને મહેલમાંથી ઉતરે છે એવાના દાશી આવતી જોઇ

એડલે રીસ કરી થાળ હેઠો મુકી એક સામો તકતો હતો એમાં પોતાનું મુખારવીંદ જુએ છે અને કહે છે કે આ મારો સાળુ બહુ હલકો છે તેથી હું બીજી મલકાપુરની જે સાડી છે તે પહેરૂં. દોહરો—આછાં સાળુરે મારે ઓઢતે હુંતો પહેરૂરે ચંગા ચંગા ચીર, જેના પાલવ રૂડા શોભતારે એવા પહેરુ મલકાપુરીરે એમ કહી હલકો સાળુ કહાડી નાંખ્યો અને ચીર કહાડી પહેરીચું પછી હાથમાં શોટી લઇ દાસીને કહે છે દોહરો—બુધ વીનાની બેનડીરે રાંડ થતર્ઇયામાં કાંઇ ન જાણુ એકતો દુરીજન ભારી ભાભી થઇ છે તેતો હરખમાં કરી હાણ. એમ કહી દાસીને બે ત્રણ શોટીઓ અડાવી દીધી કે રાંડ તુ જતી રહીને ભારી ભોજાઇ આવી મને મેણું મારી ગઈ તે મારે શોશવા પડયાં ત્યારે દાશી કહે છે દોહરો—સોગતડી બાઇ સહુને સરખીને વળી કોઇને રાજા ને કોઇને રંક પદમણી મનમાં વીચારજો બાપ ગરીબનો કાઢો વાંક; વીજળી ઝબકે તેમ ઝળકતી સાવળીંગા મહેલમાંથી નીકળી આવી ઉપમા લાયક શાવળીંગા બજારમાં જાય છે. ચોપાઇ—નારી ઝાઝા નેહ, બજારમાં નીસરીયાં; સારા શહેરના લોક દીવાના થઇ રહયાં; જેમ હાથમાં દીવો સાર, જોવાને નીસરી કોયે ઓભે કોય ઝબુકે વીજળી; શોહવે—સુંદર બજારમાં ચાલી જાય લોક કહે રૂપવંતી વાએ વાય છેલ જુવે તેને કેમ સુહાય, હઇયું કુટેને કહે હાય હાય; શાવલીગા ચાલી જાયછે એવામાં એક વાણીઓ ઘી લાવતો હતો તે હાથમા કુલ્લુ લઇ તાવડામાં રેડવા જતો હતો તેવામાં તેણે શાવળીંગાને જોઇ બેભાન થઇ ભોંયમાં ઘી રેડી દીધું તે જોઇ એક જુવાન બ્રાહ્મણ વાણીયાને કહે છે. દોહરો—પેડયો બાજશું કાજશું ને ઝટપટ ઘીની ખાય. ઘી રે વેચતાં વાણીયારે તારાં ઘરત ઢોળી જાય હે વાણીયા એમાં શું દીઠું કે તેં ઘી ઢોળી દીધું ત્યારે વાણીઓ બ્રાહ્મણને કહે; દોહરો—સાચા ઢલથી સમરણ કરીને, વળી ચાલી

જાય સુરત નીરધાર; મેરે આવે માગીએ, એવી નાની નાજુક નાર વાણીઓ કહે એના રુપ ઉપર એક કુલ્લું તો શું એવા પાંચ કુલ્લા ઉતારીને ફેકી દેઉ આપણી તરફ તે જોતી નથી, બ્રાહ્મણની સામુ જો પેલી સ્ત્રી કેવી સુંદર છે આ કહેવું સાંભળી બ્રાહ્મણ કહે છે કે જો પેલી સ્ત્રી કેવી આ કહેવું સાંભળી બ્રાહ્મણની સામુ શાવળીંગાએ જોયું તે બીચારો ખાળમાં પડયો ને શાવળીંગા ઉભી બજારમાં ચાલી નીકળી અને તેનું રૂપ મહા તેજસ્વી કે જેવી આ કાશની વીજળી પુનમના ચંદ્રસમ પ્રકાશી રહયું છે તે જોઇને નાગરીકો ચીત ભરમ થઇ ગયાં છે; દુહો—ચોરે મોહયા ચારણ ભાટ, બજારે મોહયા વાણીઆ સોનીડે ફોડયાં શીર લવારે પગ તોડીયા, આવી રીતે શાવળીંગા કંઇક ને છકડો મારતી ચાલી જાય છે ખાડામાં પડેલા ભટની સ્ત્રી ભાટની શોધ કરતી ને પુછતી શાવળીંગા પાસે આવીને કહયું કે તું મારા ધણીને મારી કયાં જાય છે ત્યારે શાવળીંગાએ સામું જોયું એટલે તે પણ રાજી થઇ ગઇ પછી ભટાણીને કહયું કે હે રાંડ મને જોઇને હાથીના દાંત ઉખડી પડે છે પણ તારો ધણી જીવતો રહયો છે માટે ઘેરે જાઇ સાકર વેચ એવું સાંભળી ભટાણી પડી ગઇ અને પોતાના ધણીને ખાળમાંથી ઉડાવી ઘેર લઇ ગઈ હવે શાવળીંગા દરવાજા આગળ આવતા એક જુવાનને કહયું કે દેખો બડે મીઆં કેશી નાર આતી હે બુઢો બોલ્યો કે ચુપ રહો એ એ તો કોઇ જીવતી ચુડેલ હે તું છોટા હોકે કયા બોલતા હે અભી બજારમાં બડા જુલમ કરકે આઇ હે જો કુછ તું બોલેગા ફીરભી તેરી એશી હાલત આવેગી ને મેં તો દેખતેહી ચલે જાઉંગા છોકરો કહે કુછ ફીકર નહી એમ કહી શાવળીંગાને પુછયું કે એ નારી બીન હથીયારસે સારી બજારકુ કતલ કર ડાલી એતો બડી જુલમકી બાત ઓર કનારે મારા કટાક્ષ રુપી બાણુથી ઘાયલ થયો છે, એમ કહી બરાર

નીકળી એટલામાં તેની એક સહીપણુ મળીને કહ્યું કે દોહરો-કંચન થાળ જોને કરચો ને વળી તારે હઈયે તે હરખ ન માંય, પગરે પડે છે ઉતાવળો ને વળી કેને સઈયર ચયાં જાય.

ચોપાઇ—કોને સઈયર ક્યાં જાઓ એકાએક નીસરી; મુજ સઈયરનો સાથ તે તુ કેમ વીસરી, તારા દીલની વાત મારા આગળ નહી કરે; સરવે સાહેલીઓની આણુ અહીંથા જો તું ડગલું ભરે; એ સાંભળી સાવળીંગા કહે છે દોહરો—મેં માનીતી શીવની માનતાને વળી દીવસ ચડતોરે જાય, જાવું છે ગોરની વાડીએરે મારાં કુલડોયા કરમાય તે સાંભળીને સઈયર કહેછે દોહરો—બોલડીયું તો તુારી/મીઠી લાગે વળી વેણુ નથી તારા મુલ, જાઓ છો ગોરની વાડી ને ત્યાં કઈ કઈ જાતના કુલ, હવે શાવળીંગાએ ગોરની વાડી જોઇ નથી તો કુલ શી રીતે બતાવે પણુ પોતે મહા ચતુર છે. તે કહી બતાવે છે. ચોપાઇ—ચંપો મરવોને શાળપલી કેવડો ગલ્ફી કેતકી જોઈ જાવંતરીને ડેલરે ચંએલી બહુ ફળ, વરણુ અઢારે જાત તેની જુદી જાતડી છે વેલડી કહું છું સાચી વાત, સાભળ મારી સાહેલડી બેનપણી કહે બેન તારી બોલી ઉપરથી બધા લેખ હું સમજી ગઇ પણુ જોજે કાંઇ હલકી પડતી.

દોહરો—સાંભળ મારી સાહેલડીને વળી કાંક રાખોને વાચાર જુગતે કરીને જમાડજો તે વળી એ પણુ લેજોને ઉગાર આ સાંભળી શાવળીંગા કહે છે. દોહરો—સાંભળ મારી સાહેલડીને વળી પુરણુ કીધા કામ જુગતેથી રાજાને જમાડશું ને મારી લાજતો રાખે મારો રામ એમ કહી ચાલી વચમાં બે રસ્તા જોઇને ઉભી રહી અને એક ગોવાળી આને પુછેછે, દોહરો—સોના ઉઢાણી શીરપર ધરીને વળી માથે તે મેલ્યું જોને ભાત; ભાઇ વીરા જોને ગોવાળીયા વીનવું ને ગોરની કેઇ વાડી

કેઇ વાત, હે ભાઇ ગોરની વાડીનો રસ્તો કીયો? ધોહરો—ઉચા તે આંબા જોને આંબલીને વળી નીચે છે દાડમ દ્રાક્ષ; ઉપર સડી જોને સાટવેરે તારી એછે વાડીની એરે વાટ. એ સાંભળી શાવળીંગા પોતે હરખમાં ચાલી જાય છે અને પવનના ઝપાટાથી માથા ઉપરનું ચીર ખસીને અંબોડે આવી રહયું છે, અને મુખારબીંદ ઉઘાડું રહયું છે અને ચોટલાની થેણુના પડીયાં કાળા ભરમની પેઠ ઝળકી રહયાં છે અને ગજ ગામીની પેઠે ચાલી જાય છે તે જાઇ સદેવંતે કહ્યું કે ચોપાઇ— છુટે કેસે જોને નાર, એમના એમ આવજો; પનઘટ કેવી આંચ આડી નવ લાવજો છુટે પેટ જોને નાર લાગે બહુ સારીયાં શાવળીગા સમ તોલ બીજી નાવે નારીયાં કુંવર ઘુમટો તાણુવા કહે છે એમ સમજીને શાવળીગાએ ઝટ ઘુમટો તાણી ચાલી આવી ચોપાઇ—અવળા રૂરીને અલબેલા આપોરે સમરીયા સમઘટ છેડા તણો ઘુંઘટ લઇ વાદીયાં, માથે સોનાનોથાળ જળ ભરી ઝારીયા ચંપાને થડ કાથ આ વીને ભાત ઉતારીયા, અરે તુ મને જમાડવા આંવી છે કે રોવા એમ કહી કુંવર રીશમાં ને રીશમાં ઉઠી આઘે ગયો ગરો બહુ રાહ જાઇ આવ્યો નહી તેથા રાજાના મનામણા કરવા સારૂ ચંપાના ઝાડને કહે ઉં દોહરો—ચંપા તુને ભમર છંડને વળી છડેરે શાજન પતેને પ્રીતે અમે મઆવીયા કેમ રીસે ભરાયા રાજન સોહલો—રીસે ભરાયાં ઓ ભોજન ગોઠા લહેવા મારા સેજ શજના કહ્યું નથી વાલા તમને કેણુ દબાણાજ દુશમનના વેણુ ધગ ધગતી ધરતી પર દાઝતી તમારા પ્રાણુને ખાતર અહી સુધી આવી છું તો પણ તમે બોલતા નથી એનુ કારણુ શું મે તમને કાંઇ કહ્યુ નથા તો પછી શા માટે રીસાયા છો રાજાએ રીશમાંને રીશમાં બે ચાર સોટી સાવળીગાને જડી કાઢી તેથી શાવળીગા નીચે બેસી રોવા લાગી બોલી કે ઘરમા કોઇનો ખાધો નથા તે અહીં માર

ખાવા પડે છે એ પણ દીવસ છે રાજાને કહ્યું કે તમને દયા કેમ આવતી નથી કે શું ગાંડા થઇ ગયાછો ! રાજાકહે તું મારા નામનો છેડો વાળવાને કેમ આવી શાવળીંગા-રાજા અમારો ધરમ છે કે લાજ મરજાદાથી ચાલવુ પવનથી મારા અંબોડાપર ચીરનો છેડો ઉડી ગયો છે ને ખસેડતાં જરા નીચે ઉતરી ગયો તેમાં મારો શો દોષ રાજા કહે મેં તને વિના વાંકે મારી છે તેથી મને બહુ પસ્તાવો થાય છે એમ કહી થાલ પાસે આવી બેઠો.

એશ અત્યાર સુધી તો રીસાવવા મનાવવામાં વખત ગઇ ત્યારે શાવળીંગા કહે છે કે રાજા આવી ઉતાવલમાં મને ખોટી કરવાનું કરો છો પણ ગોર પુછશે તો શું કહીશ ? ત્યારે સદેવંત કહે છે કે તુ ગમે તે જવાબ દેજે પણ જરાવાર એશ તો ખરી તે સાંભળી શાવળીંગા કહે છે. દોહરો—સુણ સદેવંત શાવળીંગા કહે ને મારા હઇડામાં આવે છે વાંચાર, ઓરાં ન અમે આવીએને તમારા વિરનો નહી પતીઆર હવે સદેવંત કહે છે. દોહરો—સુણ શાવળીંગા સદેવંત કહેને મેતો મેલી છે મનની માણ, પદમણી આવજોને વળી, શાખ લખુ શાલીઆન એમ કહી પછી તલવાર ઉઘાડી કરીને કહે કે આ શક્તિ મને પુછે રાજાનો આગ્રહ જોઇ શાવળીંગા બહુ ખુશી થઇને રાજાને કહે છે. દોહરો—સમ તમારા અમે પાળીએને આ લોલી ધારા શું કરત, અમે વેપારી વાણીઆને રાજા, દેખી ડરત, તે સાંભળી સદેવંત તલવાર મ્યાન કરી આઘી નાંખી દીધી અને શાવળીંગાનો હાથ ઝાલી ભોંય ઉપર બેસાડી. સોહલો—ચંમાને થડે બેઠા જોડાજોડ, ઉપર સુડા કરે કલોલ; નરને નારી બેઠાં ઓલાઓલ, ન દીસે ખાંપણ કે ખોડ.

ચોપાઇ—ચંપા કરી છાંય, શીલ કેરો સાથરો; ફુલ જડીત ઓછાડ, તેને સેજે પાથરો; મુખ મુખસુ મીલાવત, ચુંબન અબોલેટ કરે; અરસપરસ વદતા મીઠી વાત, મુખમાંથી મોતી ઝરે.

દોહરો—રૂડી ચંપા ફરી છાંયડીને વળી વાયરો શીયાળુ વાય જમી લોને રાજનાને વળી ભોજન ટાહાડા થઇ જાય હવે સદેવંત કહે છે. દોહરો—પીરસ્યા વીના જોને પદમણીરે એતો કામની કેમ ખવાય અવર પુરૂષને ઓરતોરે એતો જુગતે જુગતેરે જમાય શાવળીંગા બોલી હે રાજા હવે સાંજતો પડવા આવી અને કોઇ જોવા આવશે તો મોટો વરઘોડો થશે પણ મને તો કોઇની હરકત નથી જમો તો ખરા હું કોઇની બીક રાખતી નથી. દોહરો—જેમ મેદની જોવા મળી વળી વીવામાં ઘરે વરરાય, તેમ જમશે રાજનાં તો વળી તેમ જમાડું મારા રાય આ સાંભળી સદેવંત કહે છે. દોહરો—સદેવંત શાવળીંગા કહેને, વળી પાળીશુ અમે પ્રીત તેહની પ્રીતો અમને આ- લજોને. તમારી રાણીજીની રીત એ સાંભળી સદેવંત મનમા બહુ હરખ પામ્યો તેમ શાવળીંગા પણ ખુશી થઇ પોતે કહે છે. સોહલો હશી હશી કામની જોને ઝાલે હાથેને સાંભળો રાય મારી સાચી વાત કોડેથી આજ જમું કંસાર સઉ ભરત છાય જમાડું રૂડા છેલને મેલી માન મરજાદ કર રંગની રેલને કરોની વાત ડરાવી હું તો નહી ડરૂ આલો મનની મોજ, નહી તો વીંખ પારાં ડઉને વળી કહે તો આલુ ગામ ગરાસ, મોહ આવે તે માગજોરે, કામા તુરે તુઠાછુરે આજ હવે શાવળીંગા કહે છે. દોહરો—કુડી લાલ અને ભુએ કરને એ તો ખાધેથા ખુટી ખુટી જાય પણ એક વચત આપો અલબેલડીને તે જુગ જુગ નહી વીસરાય, તે સાંભળી સદેવંત કહે છે. દોહરો— એક તો મારા ઘર કરી ગોરીયાને એક મારા નેણાં કરી જોને નાર મુજ ઉપરથી બીજી સુંદરીને, વારી નાંખુ સોસોરે વાર; સાવળીંગા સદેવંતને કહે છે. ચોપાઇ—પણ આડી શું કરો છો અણુવાણુ પ્રીતી જોવા જેવડી હે રાંકને ઘેર રતન વીધાત્રા થઇ વેલડી તે શાભળી

ભુલ્યો તે ભેદ બતાવ, ભોજન કરીએ આપણે બે જણાને વળી ઓ
રી તુ તો આવ ત્યારે શાવળીગા કહે છે દોહરો—અમે વેપારી રાજા
વાણીયા, વળી પળીએ વેચતાં તેલ તમને અમ વચમાં અંતર ઘણો
ને વળી કયારે ચંપાને કયાં કેળ આ સાંભળીને સદેવંત કહે છે.

દોહરો—નવરે વેપારી વાણીયા ને ગોરી નથીરે વેચતાં તમે તેલ
તમારે અમમાં રાણી અંતર નહી જેમ ચંપે વિટાળી નાગરવેલ આ
સાંભળી શાવળીંગા કહે છે દોહરો—સોનુ જાણીને રાજ સગુ કરને
વળી નિપજે જાત કથિર, કાચા વટાળી અને પત ખોઇએ તો વળી
સોસાં પડેરે શરીર, એવાં વચન સાંભળિ સદેવંતના મનમાં રોશ ભરા
યો તેથી થાળને ખસેડિ ચેકી હાથ ધોઇ વેગરો બેઠો હવે શાવળીગા
વિચાર કરે છે કે આ તો વળિ ઉલટિ પાછી પીડા થઇ રાજા પા-
છા રીસાયા તેથી રાજા પાસે જઇને કહે કે હુ તો મશ્કરીમાં હસતી
હતી આપણે ભેગાં બેશીને જમીએ તેમ તેમ રાજા અવળુ જોઇ
બેસે છે અને કહે છે કે હવે તો મારે ખાવુંજ નથી ત્યારે શાવળીં-
ગા મહા રૂદન કરે છે ને રાજાના મોઢા આગળ ખોળા પાથરે છે
તોએ માનતા નથી સોહરો—નરની અગાડી નાગી ખોળા ધરે તેમ
તેમ તેમ અલબેલો અવળો ફરે નારી બેઠી રૂદનજ કરે આંખેઆંસુડાની
ધારા ઝરે તોએ રાજા મનમાં દયા લાવતા નથી શાવળીંગાએ વીચાર
કર્યો કે હું રીસાઉ તે વગર એ માનસે નહિ એમ ધારી પોતે રીસાય
છે આંખે આંસુડાની ધાર અલબેલી ઉઠયાં મળશે રાણીને રાજ
જવાબ તે દઇ ગયા પદમણિ કહે છે હે રાજ પ્રાણ અમે પાડશું
એમ કહી શાલુને કછોટો વાળી કુવા ભણી ચાલી એટલે રાજા કહે
છે કે હવે પછી મને નામોશી આપશે તેથી રાજા પોતે શાવળીંગાને
ઝાલવા દોડયો અને કુવા ઉંપર જતાં તેનું કાંડુ ઝાલીન પાછી ખેંચે

છે તો પણ માનતી નથી અને કુવા ભણી તણાતી જાય છે ત્યારે સદેવંત નાના પ્રકારના કાલાવાલા કરી કરગરે ત્યારે શાવળીગા કહે છે ચોપાઇ—પાલવડે તમ જુમ ભમરા તુ છે વાલમ; આંખે હાથ ન લગાડ, આંબા છે રાવળા કાચો કલીયાં મત તોડે તુટે'ગા રે ડા. ાલયાં, છેડા હમેરા છોડ દેઉંગી તને ગાલિયાં, હવે સદેવંત કહે છે; ચોપાઇ–ગાળો દેને દશવિશ, ગાળો તારી સાંખશું તુજ સરખી નાર, તેવો ઘેર લાવશું શેઠ મોટા શાહુકાર, લુંટાવે વેલ વાડીયાં તુ કળી એક ગુલાબ કાયકુ દેથી ગાલિયાં એવી રીતે ગાલીયાં એવી રીતે શા વળીંગાને ઘણી રીરે સમજાવે છે પણ માનથી નથી. ત્યારે રાજા સમ ખાય છે કે જો હું દઉ અને તારાથી બે ઇમાન થાઇ તો મારા પીતા શાલિવાહનના સમ ખાય છે એમ કહી ગદગદ કંઠે થઇ રહ્યા છે શાવળીંગાએ વીચાર કર્યો કે જો હું ઘણી રકઝક કરીશ તો કો-પાયમાન થઇ કાં મારૂ કે કાં એમનું માથુ જુદુ કરશે માટે બોલું એમ કહી કહે છે દોહરા—પદમણી તો પ્રીત ધણીને વળી રાજાને ઝાઝેરી રીશ ઓરા તેડીને માડમાં, મારૂ વાઢી લેશે શીશ પછી બને જણુ થાળ આગળ આવી જમવા બેઠા અને ત્યાં નાના પ્રકારની હાસ્ય વીનોદ કરતાં જાય છે અને અરસપરસ અને એક એકના મો-ઢામાં કોળીયા ઘાલવા જાય છે રાજા પોતે હેતમાં સાવળીંગાને ઘણુ ખવરાવે છે ત્યારે શાવળીંગા સદેવંતને કહે છે, દોહરો–અન્નથી અ. દકુ કોઇ નથી ને રાજા સજણુ રજણુ કે સેણુ; જમી હ્યોને ઠાકરારે વળી નેહ કરે છે જોને નેણુ

ચોપાઇ—જુગતે કરીને કાંઇ રાજાને જમાડીયા મન ગમતા મુખવાસ અલબેલાને આપીયા ક્યારની કહું છું અરજ હાથ બેતો જોડીયા શીખ દેને મારા શ્યામ; જીવ મારૂ ઉદાસ થયા હવે શાવળીંગા

હાથ જોડીને કહે છે કે જમતાં જમતાં આખો રહાડો વહી ગયો માટે મને રજા આપો તો હું જાઉ કેમકે વાર થઇ તેથી હમણા ગોર કાણીયાને મોકલશે ને તે અહી આવશે તો ફજેતી થશે મન હશે તો માળવે મળીશું તે સાંભળી સદેવંત કહે છે. દોહરા—પદમણી આવ્યા શું જાણીએ ને શું જાણે ચંપોને શાટ, સુડા તારી સાખ્યે પુરશેને વળી પદમણી પાસ તુતો ઢાળ.

ગોર–સાંજ પડી તોપણ કેમ ન આવ્યા વારૂ; કાણિએ–એ ત્યાં શું કરે છે તે હું જોઇ આવુ. મહેતો–આ બાડીયાને સાથે લઇને જા પણ રાજાની સંભાળ રાખજે જો જે મારી બેસે નહિ ઠીક છે એમ કહી કાણીઓ ને બાડીયો બે દોડયા તેવા પાછળ મેતાજી પણ ગયો વાડીમાં બેઠા છે આ બંનેને જોતાં શાવળીંગા ઝટ બેઠી થઇ અને લાંબા હાથ કરી સદેવંતને કહેવા લાગી.

ચોપાઇ—બેઠા છે જોડાજોડ, ચંપા કેરી છાંયડી; શીખ દોને શામ, દહાડો રહયો છે જો બે ઘડી એટલે સદેવંત સુરજ જોવાને વાડ ભણી નજર કરી તો છોકરા દીઠા એટલે તરવાર તાણીને તેમની પાછળ ધાયો એટલે છોકરા જીવ લઇને નાઠા ગોરને આવતા જોઇને કહ્યુકે.

દોહરાં—અમને વીતી તે તમને વીતસે તમે સાંભળ્યું પંડિત પ્રવિણ સરખે સરખા મોકલ્યા ગોર તમે અકલના હિણ કાણીયો–સાંભળો ત્યારે. દોહરો—સાલ વાઢી કીપો સાથરો વળી અડધ સુડા ખાય ગોર તમારી વાડીયેરે તેતો ભેરાઇ જાય ખાંડા ભરાવ્યા મહેતા ખીંટીયે વળી શીશાઇ ઝકોરાં ખાય શાલ દુશાલા પાથરયારે ત્યા બેઠા સદેવંત રાય આ સાંભળી ગોર ઉદાસ થઇ રાજાને કહે છે. ચોપાઇ—શીલવંતીની શીદ પ્રતિ પાળિયા તમે રાજવંશી કુલ રૂપ, અમે જાતના વાણીયા

શીલવંતી રાજા જોઇ શેજ તમારા સાંભળે ભવોભવ ભરથાર વાલમ નહી વિસારે. દોહરો—હું પડદે રહેતી પદમણી વળી દીવસ ન દીઠો જાને કોય સાચું માનો સદેવંતરાય માઇ દુસ્મન કોણજ હોય, અને અતિતને લોટ આપીએ ને સઇણિએ ઉતારયા નખ, તે દહાડેથી ચટપટ લાગીરે મને ઘડીયે ન રહેતું સુખ સદેવંતને કહે છે કે મને રજા આપ દોહરો—આ જીભે જાઓ નહિ કહુને કહુનેં કહુ તો જીભ કપાય, જાત્ત અમને જાણીનેરે અમને વિમાસણ થાય વાડી થકી વળાવીયાને વળી ચરચર દાઝે મન માંય તમને મુકગા સાયબારે મને વાટી તે ખાવા ધાયે, હવે બે જણુ ઘદ તરફ જવા તૈયાર થાય છે એટલે સદેવંત મનમાં કહે છે, સોહલો,—હાયરે શુદ્ધ ણારી અલિ જાય, ને વાડી મને ખાવા ધાય, કાણિએ બગાડી મારી સારી પેરરે ઉદાસ થઇ ચાલ્યા રાજા ઘેર, રાજા કાણિઆને બિહુવો મહેલમાં જઇ બેઠો શાવળિંગાને ઓર ખુબ ધમકાવિ વળિ સાવળિંગા બોલી કે સોહલો તમો ગોદ નમસ્કાર ને વાડીમાં મને ન લાગી વાર, સાળ વાઢીરે સાથરો કર્યો બીજો બગાડ કાઇ નથી કરયો. ફુલ છે પણુ વાસના નથી ફોગટ ફેરો થયો ગોર—અલ્યા કાણીઆ તુ કહેતો હતો કે બે જણુ બેઠા હતા તે કયાં છે, કાણીઓ—કળાને નહી પહોચો શાવલીગાનો રંગ ફરી ગએલો જોઇ કહે છે કે દોહરો—ગુણકા કેરી થઇ છોકરી ને તેં તો માંડયા ગુણકાના ઘાટ કોણે ચીર તારાં ભીંજાયાં ને વલી કોણે લગાવ્યા હાથ શાવળીંગા—દોહરો નથી હું ગુણકાની હું છોકરી ને ગોર નથી. ગુણકાનો માંડયો ઘાટ ચીર કોણ ભીજવશે ને મુને કોણ લગાવે હાથ ગોર—દોહરો લીલી અતલસનું તારૂ કાપડુ માંલ જીણુ ટાંકણુ મોરા કાણે ઉખેડીયાને એવો કેવો શોખીન મલીઓરે તને ચોર શાવલીંગા-દોહરો સેજ અતલસનું મારૂં કાપડુ માંહી ટાંકેલ ટહુકેરે મોદ હમારી વાડીએ જઇને મને સદેવંતે

કીધી ઝકઝોર ચોપાઈ—શીખ દીયોરે ગોર ઘર દીશાએ ચાલીએ રૂડાં વધામણાં કોઈ પીતાને આલી શાવળીંગા રૂપસ્વરૂપ ધર દીયાએ ચાલીયાં આવે ને મોહલાં માય પીતાજીએ ભાળીઆ વીચાર કરે ને સોહલો—કંથ જાગ થઇ કુંવરી વિશાળ હાલી માથે બેસેને ગાવે હવે કહ્યું દાગ આપણે હાથ માથે નોતરીએ માજનની વ‌ત મોતીએ મીલી સોને મળે. જનોનું નીર સાગરમાં મને કહયતો હવે કારભાર કર્યાની વળી વાળી ઝકપટ પરણાવી દેવી સદેવંત સુતો કહે છે. દોહરો—સ્વયમના તું તો સુલતાન ભયો ન વળી રહ્યા મહી પસારી જો તે રાત કામણગારી વિયોગે ગઇ ને વળી હેતેરે મે નાખ્યો હાથ ચોપાઇ—હેતે ગળામાં નાખ્યો હાથ ચમકીને ઉડીઆં ઉઠ કહેતાં જીભ કપાય મજા ન લુટીઓ હઇયામાં ઘણી છે હામ મનમાનીરે મનમાં રહી, કોને કહુ વાત કામણને વીયોગે ગઇ બેઠો થઇ ઝરૂખે આવી શાવળીગા મહેલ જોઇ પોતાના હીરામણા પોપટને કહે છે દોહરો—સો સો હલો સેણ વસેને વળી અહીયા તે કયાંથી હોય સુણરે શોહાગીસુડલા વળી તને કોણ તે આવે જઇ જોય પોપટ દોહરો—ચાકર છું તમારો છોકરા ને વળી જ્યારે મોકલે ત્યારે જાય ધખવું હોય ત્યાં લખજો ત મારા મનના મન્યા કામ રાય એક કાગળ લખી પોપટની કોટે બાંધ્યો તે લઇ પોપટ ચાલ્યો શાવળીંગા એક આદસીમાં પોતાની છબી જોઇને બોલી કે દોહરો—પાન આવ્યું તે મુખ લાલ હેતે તારા અમ્રત જેવા જોને નેણ સ્વરૂપનામાં રૂબ દઇ ગયાને વળી લાલ જોને તારા નેણ.

ચોપાઇ—જબરી લાગી નેણકી ચોટ તુને બરછી લીલી થીરને તેરે મારનેકી દાદ ફરીયાદ કીસમે જઇ પોકાર હાકેમ મારે હમશું સહજ છે દઇ ગયા કહેતાં જીવ કલપાય, વીચાર કરતી શાવળીગા સદેવંતના મહેલ સામે જોઇને બોલી કે સામી મેડીએ મારા સાજન વસે ને વળી કોણ લાવે સમાચાર, પ્રથમ લઇ ચાંપુ મારા ઉરમાંરે

વળી આપું તે માલ અપાર પોપટ—શેઠાણી લીયો આ તમારા વહાલાનો પત્ર લઇ વાંચી ખુશી થઇ બોલી કે દોહરો—ભલે આવ્યો સુભાગી સુડલા વળી મારા લાવ્યો સમાચાદ વાદી લઉ તારા વારણારે તને આપુ એકાવન હાર એમ કહી પોપટની કોટમાં હાર નાંખવા જાય છે એટલે પોપટ કેહે છે દોહરો—અખંડ રહો ગોરીઆ ને વળી અખડે તારોરે અવતાર, લખવું હોય તો લખજોને; પંખી શું કરે તમારો હાર લઇ દોહરો—તું સુભાગી સુડલાને વળી કંઇ ઉડી જાય સોને મડાવું તારૂં પાંજરૂં ને જુંડા મોડીએ લેઉરે જડાય સોનું મંદીર મને નીંદા હરામ વારી લેવું વારણા ને વીરા ઓરો આવ, સંદેશો લાવ મારા શામનો, તો હું વાંચુ ને તું વંચાવ.

ચોપાઇ—ચંપા કેરી છાય શાળ કેરો સાથરો કોટ આવ્યો છે કોઇ તેતો નથી વીસરયો હઇયાની જે ઝાઝી હામ તે નનમાં ને મનમાં રહી કહેતા જીભ કપાય, કામની તું વીયોગે ગઇ ઓ પોપટ તું રોજ સમાચાર લઇને આવજે એમ કહી પોપટ જ્યાં દાહ જોઇ બેઠો ચીંતા કરે છે એટલાણાં પોપટ આવ્યો તે જોઇ રાજા કહે છે સોહલો પોપટ પંખી ચતુર સુજાણ પઢો પારવતી નમે શ્રી ભગવાન ગુણવંતો આવ્યો ગંગારામ તેં કીધા મારા સરવ કામ કાગળ વાંચે છે ચોપાઇ સારા સારા સમાચાર લખીને તમે કાવજો અને મારે મેહેલ રાજ એકવાર તમે આવજો એથા મળેરે એકાંત અમને તેડાવજો, અમને મલેરે એકાંત તો તમે વહેલા આવજો રાજા ખુશી થયો પ્રભાત થતાંજ પદમાએ પોતાના સમોં તેડાવી વીવાહની તૈયારી કરવા માંડી.

ચોપાઈ—શેઠ મળી શાહુકાર વડતાલ હોડ દીજીએ, શાત્રળીગાં કેશ લગ્ન ઘડીઆ આપણુ લીજીએ ગોરને તેડાવીએ આજ લગ્ન લખાવીએ ઢમઢમ વાગ્યા ઢોલ ગાય છે સાહેલાઓ સોહલો—ચોખા કં-

કાવટીને લગ્નેજ સાર લગ્ન વધાવે ફરીવાર સાંતમને સોમવારે લગ્ન કહેવા પધારજો તમે રુપાશાય ચોપાઈ—શંકર તેડાવ્યા ચાર લગ્ન લખાવીઆ ગામે ગામથી કોઈ સગાને તેડાવીઆ સામે સોમવાર આઠમપર આવજો કોરાવી માણેક થંભ માંડવા રોપાવજો ચેર લગ્ન લઈ શાવળીગાને સાસરે ગયો રપાશાએ મોટા ઠાટે જાન કાઢી સાંજે મુનીવર પાટણુની ભાગોળે આવી તળાવ ઉપર મડાવ નાંખ્યો પદમ શાહ વરઘોડો કઢી સામયુ કરવા ગયા શાવળીંગાએ રાજાની સાથે મેળાપ કરવા વાસ્તે પોતાની સાહેલીઓ સજાવી બંકી બજારને ચંદન બાગમાં જવાની તૈયારી કરાવે છે પોપટ સમાચાર જઈ આવ્યો તે લઈ કહ્યું કે આ ચીઠી લખી આપું છું તે જઈ રાજાને જલદી આપજે સોહલા—ચંદન તલાવડી રાજા ચંદન બાગ ચડી ઘડયા બેસ- વાનો લાગ ત્યાર આવો મારા સુંદર શામ પુરીશું હઈયાની હામ કાગળ લઈ પોપટે રાજાને આપી રાજા ખુશી થયો શાવળીંગા સ. ખીઓની સાથે બંકી બજારમાં થઈ ચાલી જાય છે તે જોઈ નગ. રીના લોકો ભાન ભુલી ગયા છે અને તેના મોહમાં મોહ પામી અંધ બની ગયા છે વાહ મેનકા લાલ રતી રંભા કરી રહ્યા શાવળીંગા નદીમાં લગી દોહરો ધન ધન નદી ભર રામકીને ધન લીલારે લીલા તાડીયા થોકે થોકે દેહરા ને વળી પદમણી પુતળીઆં ચોપાઈ—પદ- મણી પુતળિયાં ઝબુકે જેમ વિજળી એકશું એક અલબેલા મુખરે અતી ઉજળી નજરો તણું ન્યાલ લીએ એડ તાળિયા કે ધનરે ભમેશ્વર બાગ રમતી શહુ સાહેલીઓ આંખે આંખે મહા આ મંડળને જોઈ રાજાએ વિચાર કીધો કે હું છેટો જઉં તો ઠીક એમ ધારી પોતે ન દીની સામે તીરે જઈ પગ ધોવા માંડયો એટલે શાવળિંગાએ પોતાની સાહેલીઓને લાંબો હાથ કરી કહ્યું કે આ કોક આપણા સામો બેસી પગ ધોવે છે ને રાજાને લાંબો હાથ કરી સમસારમાં ચંદનબાગ બતાવ્યો કે તમે બાગમાં જાઓ હું આમને રસ્તે વળગાડીને આવું

હું પેથી સાહેલીઓએ રાજાને જોઇને કહે છે કે અમે છોડીઓ ર-
મીએ છીએ ચંદન બાગમાં ગયા અને આસોપાલવના ઝાડ તળે
જઈ બેઠા દોહરો—એકથી એક એક અલબેલડીને વળી નાવા તે
બેઠી જોને નાર પદમણિ, વળી પુતળીઓની જુવે હાર ચોપાઇ—
પુતળીઓની હાર જોને ઝણુકે કામની હાથી જાકારખાય હુવે છે
કામની પછી શાવળિંગાએ વિચાર્યું કે મે રાજાને બાગમાં મોકલ્યા
છે અને હું અહિ રમત કરૂં છું તેથી અકળાશે માટે લાવ જઉ એમ
ધારી પોત્તે સાહેલીઓને કહે છે સોહલો—જોવા જેવો જણાય છે ને
ત્યાં એક [illegible]ળિયાબો માછિજ રહે જુઠી સાખ્યો ભરેને દરબારમાં
[illegible] જઇ દંડજ કરે તે હમણા બાહરો ગયો છે તે જશે એટલે
આપણે જઇશું ત્યાં સુધી આપણે આંખ મીંચામણી રમીએ પછી
બીજી સંતાવા કાજે જુદી જુદી નાઠી અને શાવળીગા નાઠી તેવીજ
બાગમા ગઇ દોહરો—સાસરે આંબો જોને આંબલી ને વળી દીઠી
છે ડાડમ કે કેરી દ્રાક્ષ આસોપાલવને ઓળવે ગોરીએ કેરમાં માંડી
છે વાટ દોહરો—શીરપર છુંટી લટીઆને વળી છુટે પટે આલી જાય,
પદમણિને તો પ્રેમ ઘણો ઘણુ ઘણોને વળી લાલજ આંખો જોને
થાય શાવળીગા ને સદેવંત મહા કામાતુર થાય છે ને શાવળીગાના
માથાના વાળની લટો છુટી ગઇ ને કામના કેફમાં આંખો લાલઘુમ
થઇ રહી ને પોતાને ઠંડા પવનની ને ફુલની સુગંધીથી ઘણો પ્રેમ
ચડે છે પછી સદેવંતનો હાથ ઝાલી ચંપાની ગટામાં લઇ બેઠી ને
સદેવંતને કહે ચોપાઇ—ઓ અલબેલા રાજ્ય શલા તમે આવીયા
સુતાને સંદેશ, લખીને તેડાવીઆ હુ કુવારી જાઉ રાજ વારી વારીયા
નયનના બાંધ્યાં કોય જન્મારો અમે હારીયા અમે આવ્યા તમારી
વાડીય છેલછબીલા આવોને મોજે માણીએ ચોપાઈ—અબોલે કીધાં
અવલ નાંખી ગળામાં બાવડી ઉભા છે જોડા જોડ ચંપા કેરી છાં-
યડી મેલો છબીલા શામ મોડુ મારૂ બાગશે અમો ચુકી કહીશું વેણુ

કુડવાં તમને લાગશે એવું કહેતાજ સદેવંતને રીસ ચઢી કે રાંડને હું હેતમાં પ્યાર કરૂં છું ત્યારે એ છળી એવી મોટાઇમાં જાયછે તેથી પોતે આગા બેઠા ને શાવળીંગાને કહે ચોપાઇ—ઓરે નારી અજાણુશુ મારે નથી પ્રીતથી લેવા આવ્યો રાણીજીનાં રીતડી પ્રીછોના પરીણામ છે તે તો અમે જાણીયાં આલો અમારી વહાલા કરો વાણીઆ મારો બાપ નથી એવા રાજાના રીશના વચન સાંભળી શાવળીંગા નરમ થઇ મનમાં કહે છે કે હું તો હસતાં હસતાં કેતી હતી અને એ તો પાછા રીસાયા હવે સમજવું એમ કહી છે ચોપાઇ—બીજું એતો સાહેલીઓ ને સાથ જીવત જો તેઓ રહયા નાંખ્યો ગળામાં હાથ અંબોડા રેળે રહી તેને દખાવ્યું મોડુરે હાથ મોઢું મારૂં ભાગશે મુજથી કેમ દેવાશે આળ શાણો રાજા લાજશે રાજા કહે ઘડીમા હસાન ને ઘડીમા તર-છોડી નાંખે છે ને ઘડી પછી તો તું પરણીને જવાની છું માટે મારે તો પ્રીતી કરવી નથી ઘડી સારૂ કયાં પાછો તારી પાછળ સોગના કરતો ફરૂં તે સાંભળી શાવળીંગા બોલી વળી એવું શું બોલોછોરે આપ વરૂતો સદેવંત કહે ને વળી હઇયામાં રાખજે પ્યાર કોલ આ-પવા તે પાળજોને નરક ધરતી નથી ઢાંકણુ વાડ. દોહરો—જેવાં વચન ગોરની વાડીએને વળી એવા તે અહીંયાં તું માન, કુડ કપટ તજો કામનીને વળી અમે તમારારે મનમાં આવું સાંભળો શાવળીંગા ઘણી ખુશી થઇ રાજાનો ઘણો આગ્રહ જોઇ પોતે રાજાને લઇ ચંપાની ઘટામાં જઇ પોતાનું ચીર પાથરો બેઠા. ચોપાઇ—ચોવડા કીધા ચાર પીતાંબર પાથરયાં નાખી ગળામાં હાથ, સજ્જને સારજ કરવા બેઠા જોડા જોડ લાગે બહુ સારીયા નાની સરખી સાહેલીઓ આવીને પો-કારીયાં એ સાંભળી શાવળીંગા ઝટ ઉઠી અને રાજા ઝટ ઓડે સંતા-યો હવે શાવળીંગાએ સાહેલી કહેકે તું કોની સાથે વાતો કરતી હતી શાવળીંગા કહે તું આંધળી થઇ હઇશ હોય તો જો હું આપણે રમતાં

રમતાં તે વખત સાતાઈને બાગમાં દોડી તે દોડતાં દોડતાં મને શાળ પડી એટલે મારૂં ચીર પાથરી અહી સુતી ઉં હું કરતી તેથી તે જાણ્યું કે કોઇની સાથે બોલે છે તે સાંભળી વાહેલી બોલી દોહરો—તમે જો ટાને અમે આયાંને વળી સોળ સાહેલીઓનો સાથ આ તેના બેલ સાંભળી શાવલીંગા નાની સાહેલીને કહે છે દોહરો—નાની સરખી સાહેલડીને વળી મેરજે તારો જાને વીર; વાલમ મારો વીયોગે ગયો ને હું તો સુખ ન પામી શરીર 'શાવળીંગા મંદીરમાં આવી મહાદેવને કહેવા લાગી કે ચોપાઇ—દેરી એટલાં દેવ પથરા મેંતો જાણીયાશ્શાવળીંગાએ સોનાનું છત્ર સદા શીવને ચડાવશું સદેવંત પેલી નાની સાહેલડીને ગાળો દેતો દેતો પોતાને મહેલે ગયો પીઠી ચોળવા સારૂ શાવળીંગાને શોધવા લાગ્યા આ વખતે તે ક્યાં ગઇ હશે શેઠે માણસોને શોધવા મોકલ્યા શાવળીંગા આવી ચોળાવવા બેઠી સખીઓએ મંગળગીત ગાઈ પીઠી ચોળી ને પદમશા શેઠે સીપાઇની સાથે રાજાછે નોતરૂં મોકલ્યું રાજાએ તે માથે ચઢાવી આવવાન સજ થઇ સદેવંતને તઇયાર થવા કહ્યું સદેવંતે કહ્યું કે શરીર સાર નથી તેથી હું આવીશ નહિ જાઓ રાજા ઠાઠમાઠથી વરઘોડામાં દાખલ થયો શાવલીંગાનો વરઘોડો વાજતે ગાજતો ફરતોફરતો બજાર વચે થઈ સોનેરીયા ચોકમાં આવ્યો ત્યાં વાજીંત્રની ધુમ મચી રહી તથા બંદુકના અવાજ સાંભળી સદેવંત પોતાની અગાશીમાં આવી જુવે છે તો ઇદરધટા થયેલી જોઇ કુંવર ખુશી થઇ બોલ્યોકે મેળાપ તો નહિ થાય પણ તેણે શણગાર કેવો સજયો છે તેતો જોઇશ એમ કહી પોતાને શણગારસજે છે દોહરો જરકશી જામો પહેરીઓ વળી માથે તે કસબી મોર; રતન જડીત શીરપેચ બાંધીઓ ને દીશે છે ઝાકઝોર કલગી તારા શોભલા ને વળી ગળે મોતીયન કેરો હાર કમરે શેલા લપેટીઆ ને એમાં ઝુકી રહી તરવાર કામરૂ રસમાં જાગીઆ સજ્યા શોભીતા હથીયાર તરકસ તીરક

માન હેમ જડ્યા હરડા શોભતા, સોનેરી ગરકાવ વાગે ઘોડાને ઘુઘરા આવી રીતે ઘોડેસ્વાદ થઇ વરઘોડા સાથે જાય છે.

ચોપાઇ—મહાજન મોટા લોક કુંવરને વખાણ્યો આવ્યો સોનેરી માય તેજીને લેઇ તાણીયા જ્યાં સદેવંતે શાવળીંગાનો ચોડો જોયો એટલે રેવંતને ખેંચી તેની થડમાં જઈ ઘોડાને ધીમે ધીમે ચલાવવા માંડ્યો પણ શાવજીંગા સદેવંતના સામુ જોતી નથી તેથી રાજા ગુસ્સે થઇને કહે છે કે રાંડ મને તો કહેતી હતી કે મારે તમારા વિના બીજો ભાઇ ને બાપ ને આતો પરણવામાં ગાંડીતુર થઇ ગઇ છે, તેથી ચાલ્ય ચાછા એમ ધાદી પોવાના રેવંતને ચાબક મારી રાજા કહે છે કે ઘેર ઘેર અલાવા આ કાગળની વાડીમાં સારંગીના સાસ કયાંથી હાલ ને અમથા ઉદાસ થવું પડે છે આવા રીસના વાકય સાંભળી શાવળીંગા વિચાર કરે છે કે રાજાના સામું ન જોયું તેથી રીસાયા પણ શું કરૂં આટલા લોકમાં કેમ બોલાવાય જો કુલેકુ ઉતરે ને હું મહેલમાં ગણેશ આગળ વર તોરણે આવે ત્યાં સુધી એકલી રહીશ તે વખતે સ્ત્રી રૂપે આવે તો મેળાપ થાય એમ ધારી પોતે રાજાને સાનમાં સમજાવે છે. શાવળીંગા પોતે એક હાથમાં શ્રીફળ લઇ બીજો હાથ ઉંચો કરી ચુંદડીનો ઘુમટો તાણી ચુડીઓ ખખડાવતી રાજાને બતાવ્યું કે તમે સ્ત્રી થઇ મારે મહેલે આવો હવે વરઘોડો ફરતો ફરતો ઘર આગળ આવ્યો ને ઉતરયો એટલે શાવજીંગા ગણેશ આગળ જઇ બેઠી અને સાહેલીઓ તેના શણગાર સજી તઇયાર થઇ નાકમાં વાળી રહેતી નથી તેથી તે દબાવં છે એટલે સદેવંતની રાણી ઓચિંતી આવી તેને કહે છે કે હે રાજા વેહ ન હોય તો લાવો આ સોયો ઘાલીને પાડુ સદેવંત પાટમદેને જોઇને મનમાં શરમાય છે ને પાટમદે તેને ઘણા મેણા મારે છે રાજા કહે રાંડ તું મારી ફજેતી કરે છે આ પછી રાણી પણ રાજા ઘણું ચીડાયાથી છાની રહી અને સદેવંત મહેલમાંથી ઉતરી રૂમઝુમ કરતો શાવળીંગા પાસે

જવા લાગ્યો તે જોઇને શાવળીંગાએ કહ્યું કે પાછા થઇ બારીએથી આવો. સદેવંત ત્યાં જઇ શાવળીંગાના મહેલમાં જઇ પલંગપર બેઠો, અનેક પ્રકારનો ખુશબોદાર તેજાના લાવી મુકયા અને તમામ રંગ મહેલમાં અતરની ખુશબો ઉડી રહી છે તે જોઇ સદેવંત ઘણો ખુશી થયો કે આવું સુખ મેં રાણી સાથે ભોગવ્યું નથી પછી શાવળીંગાને સદેવંત કહે છે હે શાવળીંગા કાલે તુ તો પરણીને ઘેર જઇસ ત્યારે તે બોલી હે રાજા હું તો આ જીભથી જાઓ નહિ કહુ ને આવી એકાંત તમને નહી મળે માટે બેસો પછી બંને પલંગપર બેઠા હવે સદેવંત કહે હે સ્ત્રી હજુ સુધી તમારે ને મારે કંઇ છે નહિ માટે મને મુકીદે તે સાંભળી શાવળીંગા કહે છે હે મહારાજ હું તો તમારી દાસી થઇ ચુકી છું. ચોપાઇ—નાના કહેતાં નાર, પરાણે ના હોય પ્રીતડી મહાજ-નને ઘેર ના આલુ મારા રાજવલાની રીતડી, રાજવળાની મતલબ તે જાણે અમારી હાથી ના માજન કયાંથી કયાં માણસ વેપારી તમે વા-ણીયા. હે સ્ત્રી તું પરાણે પ્રીત કરીશ એમા શું તે સાંભળી શાવળીંગા પોતે રૂદન કરે છે ને કહે છે. ચોપાઇ—છળ કરીને કોઇ, રાજા તમે મને છેતરી; આવ્યા નમેરા નાથ તમે ઝાઝુ કરી આ તમ પ્રાણ આધાર જીવવુ નથી તે જાણીએ, સાચુ જાણી જો શ્યામ પ્રાણ અમે પાડીએ તે તો અમે જાણીએ લડથડતી જાતનો વર ગમતો નથી વાણીઓ, રાજા દયા લાવી શાવળીંગાનો આગ્રહ જોઇ મહા કામ તુર થઇ રહ્યા તે શાવળીં-ગાના કોટમાં હાથ ઘાલી પલંગપર જઇ બેઠા પછી રાજી થઇ સદે-વંતને કહે છે. ચોપાઇ—ભુમીપરના રાજ પધાર્યા મારે ઢોલીએ, ધન ધન મારો અવતાર લાખેણો લાવો લીજીએ હઇયા કેરા હેત ભેદરે બતાવીયા લીલાવતી નણંદે આવીને પોકારીયા તે સાંભળી શાવ-ળીંગા કહે છે કેમ કરીશુ રાજા કહે ભોગ તારા મેં તો તને કહ્યું હતુ કે તુ મને અહીંથી જવાદે પણ તને વાતોનો રસ સુનો

રહી ગયો હતો હવે તારી નજરમાં આવે તેમ કર. તે સાંભળી કહે છે રાજા તમે શું કરવાને મુઝાઓ છો દેવળમાં જાઓ અને હું પણ ત્યાં આવું છું તે સાંભળી સદેવંત કહે છે હે શાવળીંગા આપણે સારા માણસના છોરૂ થઇને સમે કેમ બહાર નીકળીએ તે સાંભળી શાવલીંગા કહે છે તમો નહી આવો તો અમે માથું કાપી શક્તીને અર્પણ કરીશુ તે સાંભળી સદેવંત કહે છે હે સ્ત્રી તારો પ્રેમ મારા ઉપર ઘણો છે તેથી હું દેવળમાં ગમે તેમ કરીને આવીશ એમ કહીને રાજા નીચે ઉતરે છે રસ્તામાં શાવલીગાની નણંદ લીલાવતી તેને અથડાઇ સદેવંત ચાલતો થયો તેથી લીલાવતી શાવલીંગાને કહે શાવ ળીંગા આ ગયો તે મને પુરૂષ જેવો લાગે છે હે લીલાવતી રાજાની કુવરી મારી બેન પણી છે તે મળવા આવી હતી એટલામાં ગોર ચુડો લઇ ને પહેરાવવા આવ્યો શાવળીગા કહે કે હુતો ચુડો પાનેતર પહેરવાની નથી માટે તતે મને કાંઇ ઉપાય બતાવો વળી તેણે ગોરને લાલચ બતાવી એટલે ગોરે જાણ્યું કે આ રાંડે ધાર્યું છે તે અવ કરશે ને હું મેલીશ એટલુ મારૂ જશે માટે વર મરો કે કન્યા મરો " એમાં શું એવું ધારી ગોર કહે છે ચોપાઇ—કાઇ સરસ ઉપાય શોધું શું અમારૂ જાય કહેશો તે કરશું અમો આવું સાંભળી શાવલીંગા ખુશી થતને ગોરને હજાર રૂપીઆની વીંટી પહેરાવી દીધી ને ગોરને કહ્યું કે હુ મારી લવીંગીઆ દાસીને મારો શણગાર પહેરાવીમે બેસાડુ તેને પરણાવી જા. નીવાસે લઇ જજે આવું સાંભળી ગોર લલચાઇ ગયો અને વીંટી લઈ બોલ્યો કે બેન કાંઇ ફીકર નહી તારા કામમાં કહેવું પડે રચી રાખે લા ચોકઠા પ્રમાણે ગોર શાવળીંને બદલે દાસીના સાથે વીધીથી પરણાવ્યા દાસીના લુગડાં ઉતારી પોતે પહેરી લીધાં અને કોઇ ન જાણે તેમ દાસીને કાઢી અને પોતે શેઠની પાસે ગઇ તેને જોતાંજ તેના તેજમાં શેઠ અંજાઇ ગયો ધીમે ધીમે ભાન આવતા શેઠ શાવળીંગાનો

કર પકડી પોતાની પાસે બેસાડીને કહ્યુ કે હે મધુરા રાત બહુ ગઇ છે માટે ચાલ શયન કરીએ ત્યારે તે બોલી દોહરો—મેં માનીતી માન-તારે મને મળશે રૂપાશા કંથ; પ્રથમ પુજીશ મહાદેવનેરે આત્રી સ્થળ એકાંત રૂપાશા આવી તે બાધા રાખતા હશે આટલી રાતે જતા તમો ડરશો નહી શાવળીંગા એકદમ મંદીરમાં જઇને કહયુ કે હે રાજા ઝટ પટ કમાડ ઉઘાડો નહી તો મારૂ કાળજું ફાટી જશે કાંઈ જવાબ નહી દીધાથી શાવળીંગાએ કછોટો વાળી દેરા ઉપર ચતી શિખર ઉપર માંહી પેઠી ઘોર ઉંઘમાં પડેલા રાજાને જાગ્રત કરવા છતા રાત રૂદન કરતી હાથ વડે માથાના વાળ ઉખેડવા લાગી આ જોઇ પોપટની ખાત્રી થઇ કે એનો પ્યાર પુરેર છે શાવળિંગા એ કેદમાં પડયો છે શા માટે તું મરે છે શાવળિંગા–તુ એને કહેજે કે સાવળીંગા આવીને ગઇ પોપટ. તું સદેવંતના હાથે ધાવ લખી જા એટલે તેની ખાત્રી થશે એમ કહી લખવા બેઠી તે વાંચી પોપટે કહયું કે એવા શુકનથી રાજા મુઝાઇ જશે માટે કંઈ ઠીક લખ કે કંઇ અડચણ નડે નહી ઠીક છે એમ કહી શા-વળિંગા લખે છે દોહરો–કોરે ઘડે કુંવારકા ને ખોળે અખાણુ જવજાર એવા સુકને વળી હનમંતને હરણા જલો ને જમણાં ભલાં તે વળી વળતી ડાબી ભણી છીંક ડાબી ઘા જમણીને વળી મોડું ફાડીરે જાય આવે સુકને જો ચાલીએ તો સેહેજે મેળાવો જોને થા તરૂવર ઉપર તેતર લવે વળી ત્રણ ત્રણ શબ્દ કરત રેવંત ઘોડો હાંકજોરે તો સમુદ્ર પાર ઉતાર ચોપાઇ–સારા સારારે શુકન જોઇ વાલમાં વહેલા આવજો નાના મોટા સંગાથ ભલા નવ વાવજો પોપટ કહે છે કે આ કબાટ પર લખ સોહલાં આંખે આંસુડાની ધારા કામની ધાવ લખે કબાટ જો બન મારૂ બાળેવેશ કયાં ઇલી જાઓ પીઉ પરેદેશ આંખે. આખ્તર અ-લખેલી ઉઠવા સુના સદેવંત રાય મઝણુવ લુટીયાં પ્રિતોના પરિયાધ તે તો અમૃત જાણીઆ આવી છે રાણીજીની રીત તે કેમ વટાળે વાણીઆ

સુણુ સદેવંતરાય. અણુલ કરયા આકરે, હું છું બાળ કુમાર જાઉછુ સાસરે આવી તરેહથી શાવળીંગા બોલી એટલે મંડાઇ બતરીસ પુતળીઓએ દાંત કહાડયા ને શાવળીંગા પુતળીઓને કહે છે પુતળીઓ કહે તારી બેન થઇને સદેવંતની સાળી થઇને સાખ કોણ પુરે ત્યારે શાવળીંગા ગરજની મારી કહે છે. દોહરો—સુણી સભામે સુણુ સાંભળી ને સુણ બત્રીસે પુતલીયા સદેવંત જાગે સાખ પુરજે મારા સગીરે નણુદલીયાં શાવળીંગા ધાવ નાખી રહીને જતી વખતે મનને કહે છે. દોહરો તો વણીકે ભોળવીને વળી કાંતો ગઇ છે સાથ પરનારી શુ પ્રીતડી તમ કદીયે ન કરસો કોઇ, ભુલ ન કરસો કોઇ પરનાર શુ પ્રીત લઇ ગઇ ગઇ જાગે તેહ રાણીની રીતડી પ્રીતના ફરમાણ તે તો મે જાણી કડવા કીધા રાજન વહાલા કીધા વાણીયા રાજાના કરોમાંથી જેમ તેમ પોપટ છુટો થઇ ઉડીને જતો રહયો પછી ઉદાસ થઇ પોતાને ઘેર આવી એક ઘોડો લેવા સારૂ કોઠામાં ગયા તે વેળા રાણીએ દીઠા એટલે તે કહેવા લાગી કે હે રાજા શાવળીંગાએ તમને ગાડાતુર બનાવી દીધા છે તે હું જાણું છું પણ વિચાર તો કરો કે મારા જેવી રાણી છતાં તમો એક વાણીઆની છોકરીમાં શું વધારે દીઠું તે ભુત જેવા બની ગયા છો ત્યારે રાજા કહે છે હે સ્ત્રી શાવળીંગા બરાબર બીજી કોઇ દુનીયામાં નથી ને તું તો એક એની દાસી બરાબર છું એવું સાંભળી રાણીને રીસ ચઢી તે કહે છે કે શાવળીંગા ઉપર એટલો બધો મોહ છે તો કેમ તેને લઇ જવા દીધી માટે તમને શરમ છે એવી રીતના રાણીના મરમના બોલ સાંભળીને સદેવંતને ઘણો ક્રોધ ચડયો તેથી રાણીને કહ્યું કે તું શું કરવા બડબડાટ કરે છે જો તો ખરી એને લાવીને પટરાણી કરૂં તોજ મારૂં નામ સદેવંત એટલુંજ કહીને પોતે તેજ વખતે એકલો ઘોડાપર સ્વાર થઇને બારોટને ખબર પુછી ઘોડાને વેતો મુકયો વચમાં જોતાં ગોવાળીઓ રાજાને કહે છે કે, દોહરો—સાંજ

સોનેરી ઘોડો જરકશીને વળી અલબેલારે અસ્વાર ઉભા રહોરે મારા ઠાકરા ને કહુ શાવળીંગાના સમાચાર તે મને અહીં બેસાડીને ગઇ છે ને કીધુ છે કે રાજા આવે તો કહેજે કે શાવળીંગા તમારી વાટ જોઇ હમણાંજ ગઇ આવુ સાંભળીને રાજા ચાલતો હતો એટલામાં રાત પડી તેથી રસ્તામાં એક દેવળમાં જઇ ઘોડો બાંધી ભુખ્યો તરસ્યો સુઇ રહ્યો હવે શાવળીંગાની પાસેથી માલણ ગઇ ને શાવલીંગા એકલી બેઠી છે એવામાં શેઠ દુકાનેથી આવ્યા ને કહે હે કામના રંગ મહેલમાં સુઇ રહીએ શાવલીંગા કહે છે કે હાલ મારે નીયમ છે પીયરથી આવતા માનતા માનીતી કે ખેમ કુશળ સાસરે પોચીશ તો સાત દીવસ સુધી એકાંત સુઇ રહીશ એવું સાંભલીને શેઠ ખુશી થયા કે મહારી સ્ત્રી મહા ચતુર છે એમ વિચારી પોતે તે ઓરડાના સુવાના હોલમાં ભોંય સુતા છે એટલામાં મધરાતે શાવલીંગા ઉદાસ થઇ કે સદેવંત તારે માટે તો પ્રપંચ તજુ છુ એવી રીતે સોચ કરતાં સવાર થયું એટલે શાવળીંગાની દાસી અને ગામના રાજાની કુંવરીની દાસી બંનેને દોસ્તી હતી તેથી તે રોજ નદીએ નહાવા ગઇ છે અહીંઆં સદેવંત પણ નદી ઉપર પાણી પીવા બેઠો પણ પોતાની પાસે વાસણ નથી અને ખોબેથી પીએ તો હથેળીમાં લખેલું ધોવાઇ જાય માટે જાનવરની પેઠે મોઢેથી પાણી પીધુ તે જોઇ શાવળીંગાની દાસી કન્યાવતી કુંવરીની દાસીને કહે છે એન આ કોક મોઢે પાણી પીએ છે તે ગાંડા જેવો હશે કે શું ? સાંભળીને કુંવરીની દાસી હોંશીયાર છે કહે જે એ કોઇ કામી પુરૂષ છે હવે ધાવ લખેલા છે એતો કોઇ મોટો માણુસ છે જેવા તેવા નથી એમ કહીને બંને જણીઓ ઘર ભણી ચાલી ને કનકાવતીની દાશીએ તેને ઘેર જઇને કહ્યુ કે તમે ઉંચા વર વરવા ધારો છો માટે મનખો સફળ કરવો હોય તો તમારા લાયક વર નદી કીનારે આવ્યો છે હવે શાવળીંગાની દાસીએ પણ બધી વાત શાવળીંગાને કહી તે સાંભળી શાવળીંગા વીચાર

કરવા લાગી. કે નકી સદેવંત કું વર આવ્યા હશે માટે માલણ આવે ને ખબર કહેવું એવો વીચાર કરે છે અને કનકાવતી પોતાની દાસીને તથા કેટલીક સખીઓને લઇને તે નદી ઉપર ગઇ ત્યાં સદેવંતને બોલાવવા ખુબ પ્રયત્ન કરે છે પણ સદેવંત તેના ઉપર કાંઇ ધ્યાન રાખતો નથી તો પણ કનકાવતીએ બોલાવવા સારૂં પોતાનો મોતીનો હાર તોડીને મોતી લઇ કાગડા ઉડાટવા લાગી ચીરણમાં કાંકરા ભરી પછાડે છે વળી નખ વતે ટીપે ટીપે ઘડો ભરવા લાગી પણ સદેવંત તેના સામું જોતો નથી ત્યારે કનકાવતી બોલી.

દોહરો—નખવતે ઘડો તે ભરાયો વળી મોતીએ ઉડાડયા જોને કાગ કાંકરે ચીર કુટી ફાડીયુંરે વળી તોએ ન બોલ્યો ઠગ એ રીતે તેનું બોલવું સાંભળી કુવરે વિચારયુ કે મને ઠગ કીધો માટે ઉતર આપુ,

દોહરો—નથીરે શેહેર ચોરી મારૂને કાંઇ નથીરે બોલ્યા તે રાગ એવી વીમાશણ ના કરૂં તો કદી ના વીજોગનો ત્યાગ એ રીતનું. સદેવંતનું બોલવું સાંભળીને કનકાવતી સોહિત થઇતે ખુશી કામાતુર થઇને તે વખતે નીમ લીધેલો કે વરૂં તો આ આને બાજા ભાઇ ને બાપ, સદેવંત કોમું સ્ત્રીને વાત કહીશ નહી કેમકે તું રાજાની કુવરી છે તે તને કોઇ નહી કહે પણ મારૂતો માથું જાય અને સદેવંતનું વચન તે સાંભળી કનકાવતી કહે કે તમારા સામી કોઇ આખ ઉંચી કરે તો તેની આંખ ફોડાવું ને તમે મરો તો હું મરૂ રાજા હું તમારી સ્ત્રી થઇ ચુકી છું માટે વરશો તો ઠીક છે નીકર હુ મરીશ એ રીતે ક- હીને કનકાવતી પોતે પોતાના મહેલમાં ગઇ હવે ખાવલીંગા કહેજે મારા પ્રાણ પ્રીય સદેવંત રાજા નદી ઉપર આવ્યા છે માટે તેમની પાસે વાડો છે તે તારે ઘેર ઉતારજે પછી બાવાનો વેશ લેવરાવી મહારા મહેલે મો- કલજે જ્યારે હુ તેમને જોઇશ ત્યારે અન્ન પાણી લઇશ વાહરે માલણ પણ વખત જોઇને બોલી વાત ખરી પણ મને ખરચી પાણી

તે સાંભળી સાવળીંગાએ શેઠની પેટીમાંથી પચાસ મોહોરો કહાડીને આપી તે લઇ ખુશી થઇને માલણ કનકાવતીને મેહેલે ફુલ આપવા થઇ તેને કનકાતી કહે જે મારે જેવો જોઇએ તેવો વર નદીને કીનારે આવ્યો છે તને તેડી લવીને સારી સાથે પરણાવશે તો તારો શેણ નહિ ભુલું એમ કહી એક હજાર રૂપીઆનો દાગીનો માલણને આપ્યો તે લઇ કહે કે બાઇ કાંઇ ફિકર કરશો નહિ આજ હું તેજ કામમાં છું એમ કહી માલણ ઘેર આવી પોતાના ધણીને સમજાવીને નદી ઉપર આવીને સદેવંતને જોઇ નખરા કરવા લાગી સદેવંત વિચારે છે આ બધુ ગામ આવું છે કે શું પણ જેનાં સારૂ આપણે આવ્યા છીએ તેનો મેળાપ કેમ થાય જો ઘોડા ના હોય તો હું એકલો ગામમાં ગમે ત્યાં ફરીને ખબર કહાડત એટલામાં માલણ પાસે આવી પુછે છે દોહરો—કીયા દેશના રાજવી ને વળી કીયા તમારાં ગામ શા કારણ તમે આયાયારે વળી શું છે તમારે કામ સદેવંત કહે છે દોહરો—નથીરે અમે રાજવી ને વળી છેટે અમારાં ગામ આવીયા તોએ પરણુમાંરે ભુડી ચાકર રહયાનું કામ માલણ કહે છે

દોહરો—ચાકરે જોયા નથી સાહેબાને વળી સો સો નોકર તમ ઘેર આવ્યા છો કુળવંતીને કારણને વળી અસત્ય વચન શું કહો સોહલો કોણ નગરમાં રાજા રાજ કરેઅને કોની દવાઇ ફરે તારા શહેરમાં સુખીયા કોણ તે વાત મુજ આગળ કહે માલણ સદેવંતનું કહેવું સાંભળીને કહે છે સોહલો—રાજાવીરમદ રાજ કરે પૃથુરાજની દવાઇ ફરે એક દુખીયારી રૂયાસાની નાર તેના તમે લાગો અગુસરિ આવા માલણનાં વચન સાંભળી સદેવંત હસી પડયો તે કહે છે હવે તુ મને તારે ઘેર લઇ જા પરથમ તો મારા મનમાં આવ્યું હતું કે હમણાં એક આંવીતી તેવીજ તું હશ પણ હવેથી તને મારી બેન ગણીશ માલણ સદેવંતને કહે છે મારે તો ચીર જોઇતુ નથી

પણ એક વચન આપો ત્યારે સદેવંતે વચન આપ્યું માલણ કે કહે જે હમણાં સ્ત્રી આવી હતી તેને તમારે પરણવી પડશે સદેવંત કહે ઠીક છે પરણુશુ એટલે માલણ સદેવંતને લઇ પોતે અગાડી ને રાજા પછાડી એવી રીતે ઘેર આવે છે ત્યારે પોતાના લોકો સદેવંતને પુછે છે કે ભાઇ તમે કોણ છો ત્યારે સદેવંત તેમને જવાબ દેતા નથી ચનકાવતી પિતાની પાસે જઇ કહે છે કે પીતા જે હું જળદેવતિને ઇચ્છાવર વરવાની રોજ ગાગર બેસાડી પુજતી હતી તેથી મને મારી મરજી પ્રમાણે વર મળ્યો છે વીરમદે રાજા કહે છે કે કોણ છે કાનાવતી કહે કે રાજા શાલીવાહનનો કુંવર સદેવંત આપણા નગરમાં આવ્યો છેતરાજા કહે અહીયાં તેને એકલો આવવાનું શું કારણ છે. તેના શહેરના નગર શેઠની કુંવરી શાવળીંગા કનીને આગણા ગામના રૂપા શેઠ પરણીને લાવ્યા કહે છે પણ તે તેને પરણી નથી કેમકે તે તો કુંવારી હતી તે વખતથી સદેવંતને વરી ચુકી હથા કપટથી એક દાસી સાથે પરણાવ્યો હતો પણ ત્યાર પછી સદેવંનને તેનો મેળાપ થયો નહી તેથી તેને રૂપાશા અહી લાવ્યા હતા પણ હાલતો તે સદેવંત પાસે આવી છે ને આપણા મહેલમાં તેમને બેસાડયા છે માટે મને પણ વમની સાથે પરણાવો હું પણ મનની સાથે સદેવંતને વરી ચુકીછું. પછી રાજાએ તે વાત કબુલ કરી પણ શાવળીંગા પરણ્યો નથી તે વાતની ખાત્રી કરવાને રૂપાશા શેઠને બોલાવીને પુછ્યું ત્યારે તે કહે હું પરણ્યો છું. શાવળીંગા દાસીને ના પરણ્યો હોય તો દેવજી ગોરને બોલાવો ને પુછો તે બધુ કહેશે પછી રાજાએ શેઠને કહ્યું કે એમ કરવું છે શેઠે વિચાર્યું કે જેનું દિલ મારા ઉપર બીલકુલ નથી વમ છતાં ઘેર આવતા નથી ને જબરજસ્તીથી તેડી જઇશ તો આખરે મોતની નીશાની છે, જોને એક વાર તો કેફ ખવરાવીને ગઇ તે બીજે દહાડે માલમ પડી માટે જવાદે વળી બીજી પરણીશું એમ ધારી શેઠ કહે એની

ખુશીમાં આવે તેમ કરે મારી કાંઇ અડચણ નથી એમ કહેવાથી રાજાએ જાણ્યું કે આ કુંવારીજ છે પછી રાજાએ પોતાની કનકાવતી કુંવરીને તથા સાવળીંગા બનેને મોટા ઓછવ કરીને પરણાવી રાજાએ એક મહેલ તેમને રહેવા સારૂ જુદો આપ્યો, તે માંહે બંને સ્ત્રીઓની સાથે સદેવવત ખુબ રંગભોગ કરતા કેટલાએક દીવસ થયા પછી શાવળીગા કહે છે સ્વામી હવે આ નગ્રે તો આપણા શહેરમાં જઇએ તો ઠીક એવું સાંભળી સદેવંતે રાજા વીરમદેવના પાસે રજા માગી કે હવે અમને અમારા દેશ વીદાય કરો પછી રાજાએ તેમને ઘોડા હસ્તી ગાડીઓ વિગેરે કેટલું ધન આપીને વિદાય કર્યા હવે જે જાચક તથા ભાટ વિગેરેએ કાંઇ સંભળાવી સદેવંતને ખુશી કર્યા તેથી સદેવંતે તેમને રૂપીઆ ખુબ દાન આપ્યું. પછી પોતાને ઘેર જવાને તેણે રથ ચાલતા કર્યા તેમાં બે સ્ત્રીઓ કનકાવતી સાવળીંગા તથા સદેવંત એ ત્રણ એક રથમાં બેઠા અને બીજા સ્વારો હાથી ઘોડા તથા ગાડીઓમાં બેસીને ત્રીજે દીવસે સદેવંત પોતાના બાપના ગામમાં આવીને પોતાના રાજાને સર્વે હકીકત સાથે ખબર કહાવી પછી રાજાએ ગુસ્સે થએ વિચાર કર્યો કે થારે એકજ કુંવર છે માટે તેમની મરજી પ્રમાણે ચાલવું એમ ધારી સદેવંત સામા ગયા તે પોતાના મહેલે તેડી લાવીને સદેવંતને માતાએ બે સ્ત્રીઓ તથા સદેવંતને હરખભેર ખેંચી લીધા.

ચોપાઇ—ઢીંઢીં વાગ્યા ઢોલ ઢોલ શહેર પોતાને આવીય મહેલની માંહ, મોતીડે વધાવીઆ ગરીબ ગરબાના કાવ સર્વના કાપીયા સર્વે રાણી શીર મેડ, શાવળીંગા પટોધર થાપીઓ ગઢ થડકે કાય કવિશ્વર ગયા શાખા બધી શાલિવાહન નામે તો તો અમર રહી ગયાં.

દોહરો—અષ્ટ જન્મની વાત આ, વાંચો સ્નેહ સહિત,
પણ સુનીતિને વશ રહે, તે પુરો પંડિત.